## ☆ ગુજરાતી સાહિત્યનાં નવાં લોકપ્રિય પ્રકાશનો ☆

| | | |
|---|---|---|
| વિશ્વદર્શન | છો. મા. કામદાર | ૨૪-૦૦ |
| અમૃત અને આસવ | લલિતકુમાર શાસ્ત્રી | ૧૦-૦૦ |
| દેવદાસી | મૃણાલિનીબહેન સારાભાઈ | ૭-૦૦ |
| અંતર ખાલી આંખડી છલકાય | બલવંત દવે | ૭-૦૦ |
| ધરતી લાલ ગુલાલ | ,, | ૯-૦૦ |
| કોઈ તન ભૂખ્યા કોઈ ધન ભૂખ્યા | હરિલાલ ઉપાધ્યાય | ૬-૭૫ |
| [illegible] કોડિયું | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ૯-૦૦ |
| ગોરખ અને મચ્છિન્દ્ર | ચિનુભાઈ પટવા | ૫-૫૦ |
| રમૂજકથા | રમણલાલ સોની | ૭-૫૦ |
| ઔશીનરી | કનૈયાલાલ જોશી | ૩-૫૦ |
| આંધી અને તુફાન | ડૉ. સુમંત મહેતા | ૫-૦૦ |
| અંગારા | ,, | ૩-૫૦ |
| પ્રેમનગર | વિષ્ણુકુમાર અ. મહેતા | ૭-૦૦ |
| પરીકથા | રતિલાલ સાં. નાયક | ૭-૫૦ |
| ખાડાના ખેલ | તા. પો. અડાલજા | ૭-૫૦ |
| વીર જગદેવ | ,, | ૪-૦૦ |
| કીર્તિ | ,, | ૪-૦૦ |
| નરબંકા | ,, | ૬-૦૦ |
| ભારતનો પ્રવાસ | ધીરજલાલ ગજ્જર | ૭-૫૦ |
| ઔષધિ-સાગર | માધવ મ. ચૌધરી | ૭-૫૦ |
| આદર્શ ગૃહસ્થાશ્રમ | સંતબાલ | ૫-૫૦ |
| માનવતાની સાધના | પરીક્ષિતલાલ મજમુદાર | ૨-૫૦ |
| શુભસ્ય શીઘ્રમ્ | પ્રા. હસિત બૂચ | ૩-૫૦ |
| મધુરજની | હરીશ નાયક | ૬-૦૦ |
| હૈયાના દાન | રતિલાલ સાં. નાયક | ૫-૦૦ |

—પ્રાપ્તિસ્થાન—

**લક્ષ્મી પુસ્તક ભંડાર . ગાંધીમાર્ગ, અમદાવાદ**

# આપણી આસપાસ

[ શ્રી અનંતરાય રાવળના આમુખ સાથે ]

વિષ્ણુકુમાર પંડ્યા



લક્ષ્મી પુસ્તક ભંડાર, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧

Apani Aspas (Sketches) by Vishnukumar Pandya. Pub. Laxmi Pustak Bhandar, Gandhi Road, Ahmedabad-1. Price Rs. 4-25

પ્રકાશક :
શ્રી ધનરાજ ઘાસીરામ કોઠારી,
લક્ષ્મી પુસ્તક ભંડાર,
ગાંધીમાર્ગ, અમદાવાદ-૧.



પ્રથમ આવૃત્તિ ફેબ્રુઆરી ૧૯૬૬

કિંમત: ૪-૨૫

મુદ્રક
જીવણલાલ પુરુષોત્તમદાસ પટેલ
ઉત્કૃષ્ટ મુદ્રણાલય
ગાંધીરોડ પુલ નીચે, અમદાવાદ

# અર્પણ

પરમ સ્નેહી ડૉ. રમણલાલ જોશીને સપ્રેમ



# નિવેદન

આ સંગ્રહમાં મૂકેલાં રેખાચિત્રો મુંબઈના સુપ્રસિદ્ધ દૈનિક 'જન્મભૂમિ'માં ૧૯૬૨-૬૩ દરમ્યાન પ્રગટ થયાં હતાં આ લેખમાળા પ્રગટ કરવા માટે 'જન્મભૂમિ'ના તંત્રીમિત્ર શ્રી મનુભાઈ મહેતાનો આભાર માનું છું

આ લેખમાળા છપાતી હતી ત્યારે અનેક વાચકમિત્રોએ પત્રો દ્વારા એના પ્રત્યે પ્રેમભાવ દર્શાવ્યો હતો એનું સાનંદ સ્મરણ કરું છું. અભ્યાસીઓ અને વિવેચકોએ પણ એને ગ્રંથસ્થ કરવા માટે મમતાભર્યાં સૂચનો કર્યાં હતાં આ બધાથી પ્રોત્સાહિત થઈને આજે ઉચિત સુધારા વધારા સાથે આ પુસ્તક ગુજરાતના વાચકવર્ગ સમક્ષ મૂકતાં આનંદ અનુભવું છું.

આ પુસ્તકનો આમુખ લખી આપવા માટે સૌજન્યમૂર્તિ મુ શ્રી અનંતરાય રાવળ પ્રત્યે મારી ઊંડી આભારની લાગણી પ્રગટ કરું છું.

આ પુસ્તકના ઉપરણા માટેનું લખાણ લખી આપવા માટે તેમજ અન્ય માર્ગદર્શન માટે સ્નેહી ડૉ રમણલાલ જોશીનો હું અત્યંત ઋણી છું.

પુસ્તકનું પ્રકાશન કાર્ય હોંશે હોંશે સ્વીકારવા માટે તેમજ ચીવટપૂર્વક પાર પાડવા માટે શ્રી લક્ષ્મી પુસ્તક ભંડારના માલિક શ્રી ધનરાજભાઈ કોઠારીનો હું આભાર માનું છું

૧૨-૨૫૫, દાદાભાઈનગર નં. ૨
જયપ્રકાશ રોડ, અંધેરી (પશ્ચિમ)
મુંબઈ-૫૮ (એ. એસ)
તા. ૧૭ ફેબ્રુઆરી, ૧૯૬૬

-વિષ્ણુકુમાર કુબેરલાલ પંડ્યા

## લેખકનાં પુસ્તકો

દિલની સગાઈ
(વાર્તાસંગ્રહ) ૧૯૫૯

સંકલ્પ
(વાર્તાસંગ્રહ) ૧૯૬૪

આપણી આસપાસ
(રેખાચિત્રો) ૧૯૬૬

*

### હવે પછી

વાર્તાસંગ્રહ
નવલકથા
નિબંધિકાઓ
અને
પ્રવાસવર્ણન વગેરે

# આમુખ

પાછળના પૃષ્ઠોમા રજૂ થતી સામગ્રીનો વાચનપ્રવાસ મારી જેમ ઘણાને રસદાયક નીવડશે

એમાના પહેલા ચાર લખાણોમા રજૂ થતા લોકકથામાથી ઉપાડેલા તેજસ્વી વ્યક્તિઓને લગતા પ્રસગો લેખકની નજર પ્રસંગો અને વ્યક્તિઓ પર હોવાની અને ઉત્સાહ જેનો સ્થાયી ભાવ છે એ રસ એમને ભાવતો હોવાની પ્રથમ છાપ પાડે, તે સાથે પુસ્તકના શીર્ષકની અન્વર્થકતા વિશે પ્રશ્ન પણ ઊભો કરે. પણ પછી કતારબધ આવતી બીજી સામગ્રી જોવા માડતા વાચક એ પ્રશ્નને, એટલે કે શીર્ષકના ઔચિત્ય વિશે જાગેલી શકાને તરત મ્યાન કરી દેશે વાચનમા આગળ વધતા જવાય તેમ તેમ તેને પ્રતીત થતુ જવાનુ કે લેખકનો ખરો રસ બીજો જ છે, અને એમનો પ્રવૃત્તિવ્યાપાર પોતાની આસપાસ કૌતુકપ્રેરિત નજર ફેરવી આજના સસારનું જે દર્શન પોતાને થયું તે અનાયાસ લેખન દ્વારા રજૂ કરી થોડીક આત્માભિવ્યક્તિ કરી લેવાનો રહ્યો છે પુસ્તકના લખાણોમા માનવીના વ્યક્તિગત તેમ સામાજિક સુખદુ ખ, આજનુ શહેરી જીવન અને તેની પાત્રભૂત વ્યક્તિઓ કે માનવ નમૂનાઓનો જીવનવ્યવહાર, જૂની અને નવી રહેણી-કરણી વચ્ચે પડી ગયેલુ અને વધતુ જતુ અતર, ભિન્નપ્રકૃતિ માનવીઓના તરેહ તરેહના વૃત્તિ-વર્તન, આજની સામાજિક સમસ્યાઓ, મોદી, ટપાલી, પોલીસમેન, પત્રકાર, ટિકિટચેકર, આદિ આજના જીવનમા વ્યક્તિઓ મટી સસ્થાઓ જેવા બની ગયેલ માનવપાત્રોના રેખાપરિચયો, એવી એવી જે ભાતીગળ સામગ્રી રજૂ થઈ છે તેને સરવાળે એક જ શબ્દમા લેખકનુ સમાજદર્શન કે સસારનિરીક્ષણ કહી શકો

આ લખાણોને સાહિત્યપ્રકારોના કયા ખાનામા નાખીશુ? કથાનકો, પ્રસગચિત્રો કે વાર્તાના? રેખાચિત્રો કે વ્યક્તિચિત્રણના? નિબધના? રસ એ ત્રણેનો અમુક અમુક પ્રમાણમા તે આપે છે એ જોશો, જોકે 'આ તો નિબધ' એમ એક 'ઘડિયાળ' માટે જ કહી શકાશે બધામા લેખકનો પ્રેરક હેતુ શો છે? સમાજદર્શનનો? માનવ-અભ્યાસનો? કૌતુક-સગ્રહનો? વિનોદ-કટાક્ષનો? જોશો તો જણાશે કે બધા હેતુ ભેગા થઈ ગયા છે એમ છતા, अत्राद्य अह करिष्ये જેવા કોઈ ગભીર સકલ્પ સાથે તેમણે આ લખાણે' લખ્યા નથી લખાણોનુ સ્વરૂપ અહૈતુક સ્વૈરસર્જન જેવુ એકદરે વિશેષ લાગે

આમ છતા, વાચકો એ જોશે કે જૂના અને નવા જમાનાની સરખામણી લેખકથી ઘણી વાર થઈ જાય છે લેખક એ નથી કરતા તો વાચકો એ કરવા પ્રેરાય, એ રીતે એમણે મૂક્યુ હોય છે પણ એમા લેખક કઠીધારી જૂના-વાદી કે નવા-વાદી જેવા ખાસ દેખાતા નથી એ તો આસપાસ જે દેખાય છે તેના પરના એમના પ્રગટ-અપ્રગટ ભાષ્યનુ ફલિત છે એમા ક્યારેક કટાક્ષની આછી કે પ્રગટ રીતે વ્યક્ત સેર હોય છે, પણ બહુધા તો જણાય છે 'આ ચિત્ર જુઓ, અને પેલુ ચિત્ર જુઓ' એવી વૃત્તિ આમ છતા, ઝીણનજરા વાચકો નિરીક્ષકની બાહ્ય તટસ્થતાની ભીતરમા જૂના જીવનની સાદાઈ અને સયમશોભન સાત્ત્વિકતા, જૂના માનવીઓની હૃદયની નિખાલસતા, જૂના જીવનમૂલ્યો, ઈત્યાદિ પ્રત્યે લેખકના અતરતમની સહાનુભૂતિ પારખી ગયા વિના રહેવાના નહિ. ભૂતકાળમા ડગલા માડવા માડેલા અસ્તગમિત જૂના જીવન માટેની પુનર્ઝખના (nostalgia) પણ એમા કોઈને કળાય

પણ પુસ્તક સમગ્રપણે લેખકના વ્યક્તિત્વની જે છાપ પાડે છે તે આ કે તે મૂલ્યોના પ્રતિપાદકની નહિ, પણ આખ-કાન ઉઘાડા રાખી વાચ્યાર્થ પ્રમાણે સરતા સસાર કે ચાલતા જગતને અવલોક-

નારની, અને ફુરસદનો લેખનમા વિનિયોગ કરી લેખનવ્યાયામથી કલમને ભવિષ્યમા સારુ કામ આપે એ રીતે પળોટવા-કેળવવામા ઉપયોગ કરતા, અંતરમા સાહિત્યરસિક એવા કલમ-ઉપાસકની એમની સાહિત્યરસિકતા પુસ્તકમા અનેક સ્થળે ટકાયેલી પંક્તિઓ અને ઉલ્લેખો બતાવી આપે છે, અને એમની અવલોકનશક્તિ પણ સારી જણાય છે અવલોકનશક્તિ માણસની મોટી અસ્કયામત ગણાય. સાહિત્યસર્જક માટે તો એ અનિવાર્ય અગત્યની જૂની સરકારી વાચનમાળાના અવલોકન કરવાની ટેવ પરના પાઠમાના ફકીરના જેવી અવલોકનશક્તિ બીજાઓ પાસે વાત કરવાનુ મબલક ભાથુ માણસને સપડાવે, પણ એના કરતા વધુ લાભ તો માણસને આસપાસના વાસ્તવ સસારની અને તેમા વસતા-વ્યવહરતા માનવીઓની ખરી ઓળખ ને પારખ બક્ષી જાય, અને એ રીતે એને ન્યાલ કરી નાખે એ એમાથી એની માનવતાને સહાનુભૂતિપાત્ર વ્યક્તિઓય ઘણી મળે આ પુસ્તકના પણ લેખકની સહૃદયતા અને માનવપ્રેમને સહાનુભૂતિ પ્રગટ કરવા સારુ પત્રકાર અને જીવનસધ્યા વેળાના દાદા જેવા કેટલા બધા પાત્રો મળ્યા છે !

બ્રિટિશ ઇન્ફર્મેશન સર્વીસના ગુજરાતી વિભાગમા મહત્ત્વની કામગીરી સભાળનાર શ્રી વિષ્ણુકુમાર પડયા એવા વ્યવસાયી જીવનમાથી વખત કાઢી આસપાસ નજર નાખતા રહી તેને વાણીમા મઢવાનો નિજાનદી કલમવ્યાપાર કરતા રહી તેના ફળરૂપે આ પુસ્તક આપે છે તેનુ પુણ્ય ઓછુ ગણવાનુ નથી વાચકોને આજના જમાનાએ કઈ ગુમાવ્યુ છે કે કેમ, અને પલટાયેલા દેશકાળ અને જીવનસદર્ભમા ખોયેલામાથી કઈ પાછુ લાવી કે જાળવી રક્ષી શકાય તેમ છે કે કેમ, તે જરા ઠાવકા થઈ વિચારવા પ્રેરે અથવા પોતાની ‘આસપાસ’ નજર કરતા રહી તેને તથા તેનાથી ઊપજતા સવેદન કે ચિંતનને તેમની માફક શબ્દબદ્ધ કરવા પ્રેરે, અને તેમાથી કોઈ પ્રતિભાશાળી લોકનિરીક્ષક-આલેખક ગુજરાતી સાહિત્યને સાપડી જાય, એવી શુભ અસરની શકયતા એમના આ પુસ્તકમા પડી છે

આમ હોવાથી આ પુસ્તકના પ્રકાશનને આપણે સહૃદયતાથી આવકારીશું માત્ર. એટલું જ સાથે કહીશું કે ટપાલીને માટે 'જંગમ સંસારપીઠ' અને ખુટપાલીસને માટે 'પગરખાયપી' જેવા ગમી જાય તેવા શબ્દપ્રયોગ કરી એકંદરે ભાષા પાસેથી સારું કામ લઈ શકનાર ઉત્સાહી લેખકે પુસ્તકના મુદ્રણ વેળા પૂરતું કે થોડુંક વધારે ધ્યાન રાખ્યું કે પ્રકાશક અથવા મુદ્રક પાસે રખાવ્યું હોત તો જોડણીની રહી ગયેલી દેખાતી ઘણી ભૂલો નિવારાઈ જાત, અને એ બાબતમાં કોઇને કશું કહેવાપણું ન રહેત. ભાષા અને મુદ્રણ પરત્વે આવી કાળજી રાખી, શ્રી. પંડયા પોતાની નિરીક્ષણ અને લેખનની શક્તિને તથા સાહિત્યરસિકતાને વાર્તા, નાટક, નવલકથા, વગેરેમાંથી ગમતા સાહિત્યપ્રકારના ઉત્કૃષ્ટ સર્જનમાં વિનિયોજી, યાદગાર નીવડે એવી કોઈ કૃતિ લઇને ગુજરાત સમક્ષ ટૂંક સમયમાં ફરી ઉપસ્થિત થાય એમ ઇચ્છીશું.

અમદાવાદ
૧૬-૨-૬૬

—અનંતરાય મ. રાવળ

## અનુક્રમ





# બાળ–કિશોર સાહિત્યનાં અમારાં પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| ૧ | વિજ્ઞાનકથા | ર સા નાયક | ૭–૫૦ |
| ૨ | પરીકથા ( પરીકથાઓ ) | ,, | ૭–૫૦ |
| ૩ | રમૂજકથા | રમણુલાલ સોની | ૭–૫૦ |
| ૪ | ભારતનો પ્રવાસ ( પ્રવાસકથા ) | ધીરજલાલ ગજ્જર | ૭–૫૦ |
| ૫ | મહાકવિઓની પ્રસાદી ખંડ ૧–૨ | વિવિધ લખકો | ૧૨–૫૦ |
| ૬ | શ્રીમદ્ ભાગવત | દિનુભાઈ જોષી | ૮-૨૫ |
| ૭ | મહાભારત | ,, | ૧૦–૨૫ |
| ૮ | રામાયણુ | ,, | ૬–૨૫ |
| ૯ | વીરની વાતો ( ભાગ ૧ થી ૪ ) | તારાચંદ્ર અડાલજા | ૨૫–૦૦ |
| ૧૦ | વીરાંગનાની વતો ( ભાગ ૧–૨ ) | ,, | ૧૫–૦૦ |
| ૧૧ | જ્ઞાનવિજ્ઞાનમાળા (૧૨ પુ નો સેટ) | રતિલાલ સા નાયક | ૬-૦૦ |
| ૧૨ | પરીકથામાળા ( ૧૨ પુ. નો સેટ ) | ,, | ૬–૦૦ |
| ૧૩ | પ્રવાસકથામાળા (૧૨ પુ નો સેટ) | ધીરજલાલ ગજ્જર | ૬–૦૦ |
| ૧૪ | વીર કથાવલી ( ૬ પુ નો સેટ ) | ,, | ૯–૦૦ |
| ૧૫ | શૌર્યકથામાળા ( ૩૬ પુ નો સેટ ) | તા.પો. અડાલજા | ૪૮–૦૦ |
| ૧૬ | લડાખના લડવૈયા ( સાહસકથા ) | હરીશ નાયક | ૨–૭૫ |
| ૧૭ | આફ્રિકાના જંગલમા (સાહસકથા) | લક્ષ્મીકાન્ત ઠાકોર | ૧–૫૦ |
| ૧૮ | બાલવિકાસમાળા (૧૨ પુ નો સેટ) | શ્રીકાન્ત ત્રિવેદી | ૬–૦૦ |
| ૧૯ | સંસ્કૃત સાહિત્યમાળા (૧૦ પુ નો સેટ) | | ૧૨–૦૦ |
| ૨૦ | ભાગવતકથા ( ૭ પુ નો સેટ ) | દિનુભાઈ જોષી | ૮–૨૬ |
| ૨૧ | મહાભારતકથા ( ૭ પુ નો સેટ ) | ,, | ૧૦–૬૫ |
| ૨૨ | રામાયણુકથા ( ૬ પુ નો સેટ ) | ,, | ૬–૩૯ |
| ૨૩ | વીરાંગનાની કથાઓ ( ૯ પુ નો સેટ) | તા પો અડાલજા | ૧૨–૮૦ |
| ૨૪ | રમૂજ કથામાળા ( ૫ પુ નો સેટ ) | રમણુલાલ સોની | ૭–૫૦ |
| ૨૫ | સવાસો મણુ સોનાનો ઘંટ | ચંદ્રકાન્ત અમીન | ૨–૦૦ |

ગુજરાતી સાહિત્યના કોઈ પણ પ્રકાશન માટે અમને મળો

**શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર ગાંધીમાર્ગ : અમદાવાદ**

# રાજપૂત લોહી

કહે છે એક કાઠિયાવાડી આહીરની પચીસ પચીસ હાથ લાંબી મૂછોનુ પ્રદર્શન છેક અમેરિકામા થયેલુ. મૂછ એ મરદની નિશાની અને તેથી હિંમતસિંહ બુઢ્ઢા થયા છે છતાં એમની મૂછોને હજી અક્કડ ને અક્કડ રાખે છે. મોઢું લીંબુ ઠરી શકે એટલી લાંબી અને ભરાવદાર એમની મૂછો છે અને લીંબુની ફાડ જેવડી મોટી કસુંબલ રંગની આંખો છે. એમની મૂછ અને આંખ ભૂતકાળના કોઈ વીર યોદ્ધાનું સ્મરણ કરાવે છે. એમનો પડછંદ દેહ કોઈ ભડવીરનો ખ્યાલ આપે છે. પોતે વૃદ્ધ થયા છતા એમનો જુસ્સો જુવાનને પણ શરમાવે તેવો છે અને એમની જબાન જોશીલી અને તેજીલી છે. તે હંમેશાં કહે છે કે· "ભારત એ તો ભડવીરોની ભૂમિ. મોતને પણ પડકારે એવા મરદો અહી પાકયા છે.." અને પછી શૌર્ય અને કુરબાનીના કેટલાયે દુહાઓ તે લલકારે છે અને છેવટે નીચેનું એક દૃષ્ટાંત આપે છે·

વીર વાઘેર જાતિના ત્રણ વીરો, જોધા માણેક, મૂળુ માણેક અને દેવો માણેક આખી કાઠિયાવાડની ધરતી એમના નામથી ધ્રૂજતી. એમની એવી હાક વાગતી કે એમના નામે રડતાં બાળકો છાનાં રહી જતા. બાહોશ અંગ્રેજોએ અને દેશી સરદારોએ જોધા અને મૂળુ માણેકને પકડવા આકાશપાતાળ એક કર્યું. પણ તેઓને વશ કરી ન શકયા. બરડાના ડુંગરમા તેઓ ભરાઈ રહે અને વખતોવખત ડુંગરમાથી બહાર નીકળી આવે અને જાલીમોને ત્રાહી ત્રાહી પોકરાવે. જોધો માણેક ગિરનારમાં મરણ પામે છે. છેવટે આઠ આઠ વર્ષે મૂળુ તથા દેવાનો અંગ્રેજો સાથે સામનો થયો. એક તરફ અંગ્રેજ સેનાપતિઓ અને તેમની શસ્ત્રસજ્જ ટુકડી અને સામી બાજુ માત્ર આ બે વીર વાઘેરો ગોળીઓની રમઝટ બોલી. લાંબો વખત ધિંગાણુ ચાલ્યુ. છેવટે મૂળુ અને દેવાનાં આતરડા પેટની બહાર નીકળી આવ્યાં છતા એ આંતરડાં પેટમા પાછાં નાખી વડની વડવાઈઓ પેઠે બાંધી પડખામાં હથિયાર રાખી બને વીરો મરવા માટે સૂતા. વાઘેરની ગોળીઓ આવતી બંધ થઇ એટલે અંગ્રેજ સેનાપતિઓએ ધીમે ધીમે ઝાડ પર ચઢી નજર કરી. તેમણે જોયુ કે મૂળુ અને દેવાના શબ એક વડ નીચે પડ્યાં છે. પરંતુ શબ પાસે એકદમ જવાની કોઈની હિંમત ચાલી નહિ. ધીમે ધીમે ઘોડા ઉપર ચોગરદમ ફરી ડગલુ ડગલુ આગળ વધી શબથી પણ ડરતા બે અંગ્રેજ સરદારો-હેબર્ટ અને લાટુશ-વાઘેરોનાં શબ પાસે જવાની હિંમત વધારતા ચાલ્યા.

શબથી ૧૦ ફીટ દૂર આવ્યા અને છેવટે છેક પાસે આવી લાગ્યા શબમા આછો પણ જીવ રહ્યો છે કે નહિ તેની ખાતરી કરવા બને અગ્રેજોએ એ વાઘેરોના શરીરમાં ભાલા ખોસ્યાં, છતાં એકે શરીરનુ રૂવાડુ સરખુ હાલ્યુ નહિ બને ગોરાઓને હવે ભય ન રહ્યો. બને શબની પાસે બને ગોરાઓ આવી લાગ્યા પરતુ આ શું ! બને વાઘેર વીરોના ભાલાવાળાં મુડદા બેઠાં થઈ ગયા ! મૂળુ માણેકે પાસે રાખેલી તલવાર ખેંચી પોતાની સમગ્ર શક્તિથી એવો સખત ઘા હેબર્ટ ઉપર કર્યો કે એ ગોરા દેહના બે ટુકડા થઇ ગયા એ જ ક્ષણે દેવા માણેકે પણ પાસે પડેલી બંદૂકનો ઘોડો દબાવ્યો અને સણસણતી ગોળીએ લાટુસના શરીરને વીંધી નાખ્યુ. આમ એ બને અગ્રેજોના પ્રાણ લીધા પછી જ મૂળુ અને દેવા માણેકે છેલ્લો શ્વાસ લીધો.

પરતુ શૌર્યની આ પ્રેરક મૃત્યુગાથા પૂરી કરતાં વૃદ્ધ હિંમતસિંહ ઊંડો નિશ્વાસ નાખે છે તેમનાં મનોચક્ષુ સમક્ષ દૂર દૂર દેશાવરમાં મોજશોખમાં પડી ગયેલા પોતાના 'વરણાગિયા' પુત્રોનું ચિત્ર ખડું થાય છે. અને તેમનુ રાજપૂત લોહી ઊકળી ઊઠે છે "શું કહુ આ આજની પેઢી ને !"



# પ્રતાપી ગુજરી

આમારા એક કવિમિત્ર જ્યારે જ્યારે ગુર્જર જાતિની વાત નીકળે છે ત્યારે ગુર્જરોના શૌર્ય અને શીલની પ્રતિનિધિ સમી ગુજરીને યાદ કરે છે અને કહે છેઃ ગુજરીના રૂપે આખા દિલ્હીને ઘેલું કરેલું. ખુદ બાદશાહ આ રૂપ જોવા આવ્યો અને અંજાઈ ગયો.

તેણે લાલચ આપી–

"કે અલીઆં ગલીઆં કયા ફિરના,
ગોરી પૈઠો પડદા માય રે."
"કે પડદેમે બેઠી મોજ કરો ગોરી,
ચાવો નાગર પાન રે."

પરંતુ ગુજરી જડબાતોડ જવાબ આપે છે

"કે અલીઆં ગલીઆં બાત ભલી,
તેરે પડદેકુ લગાડું આગ રે."

અને આ સાંભળી બાદશાહને આંચકો લાગ્યો. પોતાનું અપમાન કરવાની ઓરતની આટલી હિંમત! બોલ્યો

"કે હિન્દવાણી તું હરામજાદી,
બાદશાહકુ દેવે જવાબ રે!"

પરંતુ ગુજરીએ જરાય ડગ્યા કે ડર્યા સિવાય શબ્દબાણ છોડ્યા અને બાદશાહને પડકાર કર્યો.

" કે મુને નવ જાણીશ એકલી,
મારે ગુર્જર ચડે નવ લાખ રે."

હવે હદ થઈ ગઈ બાદશાહ વધુ સહી ન શક્યો. તેણે તરત જ ગુજરીને બંદીવાન બનાવી. પરતુ ગુજરી જેનુ નામ. બદીખાનામાંથી ગુર્જર પર સદેશ પહોચતો કરાવવા તેણે પેરવી કરી અને આ સદેશ મળતાવેત તેના દિયેર હીરીયાએ નવ લાખ ગુર્જરોને હાકલ દીધી–

" કે શૂરા હોય સો સગ ચલો,
ને નૈ કાયરનું કામ રે."

અને કેસરિયા વાઘાવાળા લાલ ગુલાલ નવ લાખ ગુર્જરોનુ દળ દિલ્હી પર ચઢી આવ્યુ.

બાદશાહ ચમક્યો. તેણે લશ્કર સાબદું કર્યું.

" સુતો બાદશાહ જાગિયો ને કાંઈ
મુગલ ચડ્યા બાણુ લાખ રે "

અને ગુર્જરો અને મુગલો વચ્ચે ઘમસાણ મચી ગયુ વચ્ચે ગુજરીએ ટોણો માર્યો :

" કે હીરીઓ પહેરે કાંચળી ને
હથિયાર મુજને આપ રે
કે બાદશાહ સાથે બૈસી લડું
મેરા જુગમાં હો જાય નામ રે."

અને આથી તો ગુર્જરો એવા જુસ્સાથી ઝઝુમ્યા કે છેવટે બાદશાહને રાહ બદલવો પડ્યો.

" કે બિચ મે રાખો ગુજરી,
જે જીતે તે લઈ જાય રે. "

અને પછી તો આ હોડ જીતવા એવો જગ ખેલાયો કે–

" તલવારોની તાળી પડે
ને લોહીના વરસે મેઘ રે. "

ગુર્જરોએ પોતાનુ એવું પાણી બતાવ્યુ કે બાદશાહનો ગર્વ ઓગળી ગયો. તેણે હથિયાર હેઠા નાખ્યા અને એ બોલી ઊઠ્યો :

" કે તમારી ગુજરી તમને મુબારક
ગુજરી અમારી બેન રે. "

અને બાદશાહ જેવા બાદશાહનુ પાણી ઉતારી નાખનાર પ્રતાપી ગુજરી અને એના નવ લાખ ગુર્જરોને અંજલિ આપીને અમારા કવિમિત્ર આજની ગુજરાતણના જનનીત્વને પૂછે છે.

"શુ તારે પેટે આવા રત્નો નહીં પાકે ?.."



# માતની હાકલ

આગલી રાત્રે તો હજી મધુર લગ્નગીત ગવાતાં હતાં. મીઠી શરણાઈઓ બજતી હતી. વિજયને હાથે મીંઢળ બંધાયું હતું. તેણે નવપરણિત મુગ્ધ પત્ની સાથે પૂરી રાત પણ ગાળી ન હતી ત્યાં બીજે દિવસે રણશિંગું ફુંકાય છે. દેશ પર દુશ્મનનો હલ્લો થાય છે અને સમગ્ર રાષ્ટ્રની જવાનીને હાકલ પડે છે. વિજયમાં સૂતેલું શૌર્ય જાગી ઊઠે છે. તેની મર્દાનગી થનગની ઊઠે છે. લગ્નનો શણગાર ઉતારીને તે યુદ્ધનાં આયુધો સજે છે. તેને કાંડે હજી મીંઢળ બાંધેલું જ છે. કપાળમાં પત્ની વિજયતિલક કરીને તેના કેસરભીના કંથને વિદાય આપે છે. છૂટાં પડતી વખતે બંને કાંઈ બોલતાં નથી પરંતુ તેમની આંખો કહે છે "માભોમ પર શત્રુ ત્રાટક્યો હોય ત્યારે શૃંગાર કેવા? ભોગ કેવા? મળીશું તો વિજયને વરીને જ.... ."

# લોહીભાઈ

આજે તો વસંત પાત્રીસ વર્ષનો યુવાન છે. પરંતુ જ્યારે તેનું બાળપણ યાદ આવે છે ત્યારે સૌ પ્રથમ ભીખાદાદાનું સ્મરણ થાય છે, કારણ કે તેની બાલ્યાવસ્થા ભીખાદાદાની છાયામાં જ વીતી હતી. ભાગ્યે જ કોઈ દિવસ એવો ગયો હશે, જ્યારે ભીખાદાદા બાળ વસંતને તેડીને યા આંગળી પકડીને બહાર ફરવા લઈ ગયા ન હોય. દિવસનો મોટો ભાગ તો ભીખાદાદાના ઘરમા અને બહુધા તેમના ખોળામા ખેલવા–કૂદવામા પસાર થઈ જતો. ભીખાદાદા તેને માટે ઘણીવાર રમકડાં અને કપડા લાવતા અને દિવસ ઊગતાવેત "લે બેટા ! ખા." કહીને સાકર, ગોળ યા પતાસુ તેના હાથમા મૂકી દેતા.

ભીખાદાદા અને વસતનાં ઘર જોડાજોડ હતા. વચ્ચે માત્ર એક ભીંતનુ જ અતર હતું પરતુ તેમના અંતરમાં તો આવી કોઈ દીવાલનો અતરાય ન હતો, અને તેથી તો ભીખાદાદા કઈ કોમના છે યા તેમનો ધર્મ કયો છે એવી કોઈએ કદી ઇચ્છાસરખી કરી ન હતી. અને ભીખાદાદા પણ દૂધમાં સાકર ભળી જાય તેમ પોતે મુસલમાન

હોવા છતા પોતાનું નામ ભીખાભાઈ રાખ્યુ હતું. તેમની બોલી શુદ્ધ ગુજરાતી હતી. આચારવિચાર સવાઈ ગુજરાતી હતા. માત્ર તેમના દાઢીમૂછ અને ચટાપટ્ટાવાળી લૂંગી તેમની કોમની ચાડી ખાતી હતી. બાકી મસ્જિદ અને મંદિર વચ્ચે તેમણે કદી ભેદભાવ રાખ્યો ન હતો. આજે ભીખાદાદા હયાત નથી, પરંતુ તેમના પુત્ર રસુલે તેમની "લોહીભાઈ"ની સગાઈ બરાબર જાળવી રાખી છે. વસંતને મન રસુલ તેનો નાનો ભાઈ છે અને બન્ને જ્યારે મળે છે ત્યારે પેલા ઇતિહાસપ્રસિદ્ધ જત પરમારના કિસ્સાની યાદ તાજી કરાવે છે.

કોમી દિલાવરી એ કેવું ઉમદા દૃષ્ટાંત છે! સિંધના રાજા સુમરાની કોમીદૃષ્ટિ જત મુસ્લિમ કુટુંબની એક સ્વરૂપવાન કન્યા પર પડે છે અને એ કન્યાના હાથ માટે રાજા માગણી કરે છે. પરંતુ એની એ માંગને જાકારો મળતા વિષયાંધ રાજા વિફરે છે. જત મુસ્લિમ કુટુંબને તે પીડે છે અને તેથી ત્રાસીને જત મુસ્લિમો સિંધનો ત્યાગ કરી જાય છે માર્ગમા કચ્છ-ભૂજ વગેરેના રાજવીઓ પાસે તેઓ આશ્રય માગે છે પરંતુ સૌને ભયંકર સુમરાનો ડર છે એટલે તેમને આશ્રય આપી શકતા નથી.

છેવટે આ જત મુસ્લિમોને સૌરાષ્ટમાં શરણું મળે છે ત્યા પરમારો તેમને પોતાની પાંખમાં લે છે પરંતુ સુમરો સૈન્ય લઈને ચઢી આવે છે અને જત મુસ્લિમો અને પરમારો સાથે મળીને વીરતાપૂર્વક તેમનો સામનો

# લોહીભાઈ

આજે તો વસંત પાત્રીસ વર્ષનો યુવાન છે. પંરતુ જ્યારે તેનું બાળપણ યાદ આવે છે ત્યારે સૌ પ્રથમ ભીખાદાદાનું સ્મરણ થાય છે, કારણ કે તેની બાલ્યાવસ્થા ભીખાદાદાની છાયામાં જ વીતી હતી. ભાગ્યે જ કોઈ દિવસ એવો ગયો હશે, જ્યારે ભીખાદાદા બાળ વસંતને તેડીને યા આંગળી પકડીને બહાર ફરવા લઈ ગયા ન હોય. દિવસનો મોટો ભાગ તો ભીખાદાદાના ઘરમાં અને બહુધા તેમના ખોળામા ખેલવા-કૂદવામા પસાર થઈ જતો. ભીખાદાદા તેને માટે ઘણીવાર રમકડાં અને કપડા લાવતા અને દિવસ ઊગતાવેંત "લે બેટા ! ખા..." કહીને સાકર, ગોળ યા પતાસું તેના હાથમાં મૂકી દેતા.

ભીખાદાદા અને વસંતનાં ઘર જોડાજોડ હતા. વચ્ચે માત્ર એક ભીંતનું જ અંતર હતું. પરંતુ તેમના અંતરમાં તો આવી કોઈ દીવાલનો અંતરાય ન હતો, અને તેથી તો ભીખાદાદા કઈ કોમના છે યા તેમનો ધર્મ કયો છે એવી કોઈએ કદી ઇચ્છાસરખી કરી ન હતી અને ભીખાદાદા પણ દૂધમાં સાકર ભળી જાય તેમ પોતે મુસલમાન

હોવા છતાં પોતાનું નામ ભીખાભાઈ રાખ્યુ હતું. તેમની બોલી શુદ્ધ ગુજરાતી હતી. આચારવિચાર સવાઈ ગુજરાતી હતા. માત્ર તેમનાં દાઢીમૂછ અને ચટાપટ્ટાવાળી લૂંગી તેમની કોમની ચાડી ખાતી હતી. બાકી મસ્જિદ અને મંદિર વચ્ચે તેમણે કદી ભેદભાવ રાખ્યો ન હતો. આજે ભીખાદાદા હયાત નથી, પરંતુ તેમના પુત્ર રસુલે તેમની "લોહીભાઈ"ની સગાઈ બરાબર જાળવી રાખી છે. વસંતને મન રસુલ તેનો નાનો ભાઈ છે અને બન્ને જ્યારે મળે છે ત્યારે પેલા ઇતિહાસપ્રસિદ્ધ જત પરમારના કિસ્સાની યાદ તાજી કરાવે છે.

કોમી દિલાવરી એ કેવું ઉમદા દૃષ્ટાંત છે! સિંધના રાજા સુમરાની કોમીદૃષ્ટિ જત મુસ્લિમ કુટુંબની એક સ્વરૂપવાન કન્યા પર પડે છે અને એ કન્યાના હાથ માટે રાજા માગણી કરે છે. પરંતુ એની એ માંગને જાકારો મળતાં વિષયાંધ રાજા વિફરે છે. જત મુસ્લિમ કુટુંબને તે પીડે છે અને તેથી ત્રાસીને જત મુસ્લિમો સિંધનો ત્યાગ કરી જાય છે. માર્ગમાં કચ્છ-ભૂજ વગેરેના રાજવીઓ પાસે તેઓ આશ્રય માગે છે પરંતુ સૌને ભયંકર સુમરાનો ડર છે એટલે તેમને આશ્રય આપી શકતા નથી.

છેવટે આ જત મુસ્લિમોને સૌરાષ્ટ્રમાં શરણું મળે છે. ત્યાં પરમારો તેમને પોતાની પાંખમાં લે છે પરંતુ સુમરો સૈન્ય લઈને ચઢી આવે છે અને જત મુસ્લિમો અને પરમારો સાથે મળીને વીરતાપૂર્વક તેમનો સામનો

જાય છે રાવજીભાઈના કાને આ વાત પહોંચે છે અને તે મોટર લઈ ને દોડી આવે છે, એટલુ જ નહિ પરંતુ પછીથી ડૉક્ટરને પણ તેડી લાવે છે અને સાથે ઘરેથી મસાલાવાળો ગરમાગરમ ચા પણ કીટલીમાં ભરી લાવે છે. આ તે કેવો ચાહ ! અને જાણે એ જ ચાહનો ચમત્કાર ન હોય એમ રાવજીભાઈનો ચા પીધા પછી અમારા લેખકબંધુ ચેતનવંતા બને છે અને બીજે દિવસે તો એમની બીમારી પોબારા ભણી જાય છે. ડૉક્ટરનું બિલ રાવજીભાઈ જ ચૂકવી દે છે અને વહેલે પરોઢિયે પોતાની મોટર મોકલીને અમોને સ્ટેશને પહોંચાડી દે છે. અને અમોએ જ્યારે મહિસુરની વિદાય લીધી ત્યારે અમારા સૌના હૈયા રાવજીભાઈ પ્રત્યેના ભાવથી ભરાઇ ઊઠ્યાં હતા અને બાઇબલમા કહ્યુ છે, તેમ out of the fullness of hear the mouth speaketh" એ મુજબ એ ભાવ અહીં વાચા દ્વારા વહે છે



પણ અહીં જ થઈ એ કેવો યોગાનુયોગ! ગુજરાતથી દૂર ધંધાર્થે અહીં આવી વસેલા એક રાવજીભાઈ પટેલને સમાચાર મળે છે કે ગુજરાતના લોકો મહિસુરમાં આવ્યા છે અને તેમનામાં રહેલી ગુર્જર આતિથ્યભાવના તેમને અમારા ઉતારા પર ખેંચી લાવે છે. ગુજરાતી ગુરાતીને મળે છે અને સ્વજનનો ભેટો શરૂ થયો હોય એવો ભાવ અનુભવે છે જો કે આમ તો નથી કોઈ ઓળખાણ-પિછાણ યા સંબંધ માત્ર એક જ નાતો છે અને તે છે ગુજરાતીપણાંનો. ગુજરાતી ગુજરાતીને જુએ છે અને ત્યાં સર્જાય છે ગુજરાત અને પછી તો રાવજીભાઈ બધા ગુજરાતી લેખકોને તેમના ઘેર જમવા નોતરે છે. ઘણા જ નિકટના સ્નેહીઓ હોય એવા હેતભાવથી તે બરફીચૂરમાનું ભોજન જમાડે છે અને જાણે કુટુંબમેળો જામ્યો હોય એવી આત્મીયતા સૌ અનુભવે છે.

જમણ પછી આવે છે પાનસોપારી અને પાનસોપારી સાથે થાય છે પરિચયવિધિ. પ્રથમ પ્રેમ અને પછી પરિચય. પરિચય હોય ત્યાં પ્રેમ સંભવી શકે, પરંતુ પરિચય વિના પણ પ્રેમ દર્શાવી શકે એ પ્રેમ વિરલ જ ગણાયને? ને આવો વિરલ નિષ્કામ શુદ્ધ આતિથ્યાદાર તો માત્ર ગુજરાતી જ દર્શાવી શકે રાવજીભાઈ ગુર્જર-ગૌરવના પ્રતિનિધિ સમા લાગ્યા.

પરંતુ આ ગુર્જરગૌરવની ગાથા અહીં પૂરી થતી નથી. અમારા એક લેખક ભાઈ ઓચિંતા બીમાર પડી

જાય છે રાવજીભાઈના કાને આ વાત પહોંચે છે અને તે મોટર લઈને દોડી આવે છે, એટલુ જ નહિ પરતુ પછીથી ડૉક્ટરને પણ તેડી લાવે છે અને સાથે ઘરેથી મસાલાવાળો ગરમાગરમ ચા પણ કીટલીમાં ભરી લાવે છે. આ તે કેવો ચાહ ! અને જાણે એ જ ચાહનો ચમત્કાર ન હોય એમ રાવજીભાઈનો ચા પીધા પછી અમારા લેખકબધુ ચેતનવતા બને છે અને બીજે દિવસે તો એમની બીમારી પોબારા ભણી જાય છે. ડૉક્ટરનુ બિલ રાવજીભાઈ જ ચૂકવી દે છે અને વહેલે પરોઢિયે પોતાની મોટર મોકલીને અમોને સ્ટેશને પહોંચાડી દે છે. અને અમોએ જ્યારે મહિસુરની વિદાય લીધી ત્યારે અમારા સૌના હૈયા રાવજીભાઈ પ્રત્યેના ભાવથી ભરાઈ ઊઠ્યાં હતા અને બાઇબલમા કહ્યુ છે, તેમ out of the fullness of hear the mouth speaketh" એ મુજબ એ ભાવ અહી વાચા દ્વારા વહે છે



# કુંવારી કન્યા

પંચદંડની કથામાં એક બ્રાહ્મણપુત્રી કુંવારી રહેવાનો નિર્ણય કરે છે, પરંતુ કુંવારી કન્યા પૃથ્વી પર પગ મૂકે ત્યાં હરેક ડગલે બ્રહ્મહત્યાનું પાપ થાય છે એવી માન્યતાવાળા સમાજમા એ બ્રાહ્મણપુત્રી પર બાધનો ધોધ વરસે છે

ધર્મશાસ્ત્ર એવું કહે, કુંવારી શિર પાપ,
ખાપણ માથે તેહને. સતી તણો છે શાપ.
કુંવારી અબળા રહે, મૂકે પૃથ્વી પાય,
બ્રહ્મહત્યા એક ડગ ભરે, નિત પોકારે ન્યાય.

અને કદાચ તેથી જ આપણે ત્યાં એવી લોકોક્તિ પ્રચલિત થઈ હશે "ભાઇ, કુંવારો ડોસો મરી ગયો સાંભળ્યો છે પણ કુંવારી ડોસી મરી ગયેલી કદી કોઈએ સાભળી છે?" કન્યા કુંવારી રહી જ ન શકે

અરે! પ્રથમના જમાનામા તો બાર-તેર વર્ષની કન્યા લગ્નકાંક્ષિણી ગણાતી. અને જો કદાચ તે કુંવારી રહે

તો તેનું કુટુંબ લોકબત્રીસીએ ચડતું. તેને માથે માછલાં ધોવાતાં, મહેણાનો માર પડતો અને તેથી જ એક કથામાં કંટાળી ગયેલો પિતા તેની કુવારી પુત્રીને કહે છે :

પિતા કહે પુત્રી સુણો, વર્ષ થયાં તને તેર,
કુવારાં રહો દિન કેટલા, માથે મહેણા મેર.

અને કેટલીક વખત તો માતા-પિતા કુવારી છોકરીને શાપરૂપ સમજી શિક્ષા સુદ્ધા પણ કરતાં

પેલા ઇન્દ્રસેન નામના રાજાની વાત છે

સુધા તેની દીકરી, બુધસાગર વર્ષો બાર
કુવારી તે કન્યકા, કીધો મન વિચાર.
પરણે નહિ તે પ્રેમદા, વિપરીત થઈ છે વાત.
એક દિવસ શિક્ષા કરી, માત, તાત ને ભ્રાત
તું શા માટે પરણે નહિ, એ તારો નહિ તોલ

પરંતુ આજે બાર તેર વર્ષની કન્યાનું લગ્ન બાળલગ્ન ગણાય છે અને એવુ લગ્ન કરનાર દંડને પાત્ર ગણાય છે અને મોટી વયે પરણનાર કન્યા અને તેનું કુટુંબ સુધારકમાં ખપે છે, એટલુ જ નહિ, પરંતુ જો કન્યાને તેની કેળવણી અને શક્તિના બરનો ઇચ્છાવર ન મળે તો ભલેને તેની વય ગમે તેટલી મોટી થઈ ગઈ હોય પણ તે પરણવાનો ઇન્કાર કરે છે અને આજીવન કુવારી રહેવાનું પસંદ કરે છે.

ડબલ ગ્રેજ્યુએટ થયેલી લતાએ પણ એ જ માર્ગ પસંદ કર્યો છે, કારણ કે આજે તેની ઉંમર ચાલીશ

વર્ષની થવા આવી છે, પરંતુ ઓછું ભણેલી એની કોમમાં તેને યોગ્ય કોઈ વર હજી તેની નજરે પડ્યો નથી અને બીજી વધારે સુધરેલી અને શિક્ષિત પરંતુ પરકોમમાં 'આંતરજાતીય' લગ્ન કરવા માટે તેનું કુટુંબ તૈયાર નથી. આજે લતા નોકરી કરે છે અને કુટુંબની કમાઉ દીકરી બની ગઈ છે.

વર્ષો પાણીના રેલાની જેમ વહી રહ્યાં છે. તે સાથે લતાનો યૌવનકાળ પણ ઝડપથી વીતી રહ્યો છે. એક દિવસ તે છાપામાં વાંચે છે કે પરદેશમાં એક મોટા વિદ્વાને એંસી વર્ષની વયે એના જેટલી જ ઉંમરની બુઢ્ઢી સાથે લગ્ન કર્યું. આ વાંચી લતાના મને આશ્વાસન મેળવ્યુ: 'જીવનમાં કદી કશું જ મોડું થતું નથી. આખરે પેલી બુઢ્ઢીને પણ કંપેનિયન તો મળ્યો જ ને '



# લાલ લૂગડાની લીલા

કવિ દલપતરામે એમના પેલા "કુંવારાના કોડ"માં ટીખળ કરી છે :

અરે ! પ્રભુ ! તેં અગણિત નારી,
અવની પર ઉપજાવી,
પણ મુજ અરથે એક જ ઘડતાં,
આળસ તુજને આવી,
ઢેડ, ચમાર, ગમાર ઘણા પણ,
પરણેલા ઘરબારી;
એ કરતાં પણ અભાગિયો હું,
નહિ મારે ઘેર નારી.

× × ×

વાસણની ઊતરવેડને
એક રાતું વસ્ત્ર ઓઢાડું
ઊભાં છો વહુ એમ કહી.
મારા મનને રમાડું..

આમ કવિએ ભલે ટીખળ કરી હોય, પરંતુ વાસ્તવમા, વન વટાવી ચૂકેલા અમારા અવલ કુંવારા ગણપતકાકાની બરાબર આવી જ હાલત છે. માથાના અને

મૂછના વાળ ધોળા થઈ ગયા છે, શરીર પર કરચલીઓ પડી છે, કાંડામાં કૌવત રહ્યુ નથી, ટાંટિયા ઢીલા પડ્યા છે અને આંખે ઝાંખ વળે છે; પરંતુ 'લાલ લૂગડા'ની માયા મુકાતી નથી કારણુ કે, ગણુપતકાકા માને છે કે લાલ લૂગડા વગર સંસારની લીલા સંભવી જ ન શકે. અરે સ્ત્રી વગર જીવન કયાંથી ? જન્મ કયાંથી ? સ્ત્રી વગર સમાજ નહિ પેલા હિંસક આદિ માનવીને જો સ્ત્રીનો સંસર્ગ થયો તો જ તે તેની છુપાવાની ગુફાને ગૃહ બનાવી શકયો ને ? અને તેથી જ ગણુપતકાકાને મન ગૃહિણી વગરનુ ઘર એ ઘર નહિ પરંતુ આદિ જંગલવાસી હિંસક માનવીની ગુફા સમાન હતું.

તે પોતાની આજુબાજુ ધબકતો 'રૂડો' સંસાર જોતા. ભર્યાભાદર્યાં ઘર, ફૂલ્યાંફાલ્યાં કુટુંબ, બાળકોનો કિલકિલાટ, યુવાન યુગલોનુ હોંશીલુ મસ્તીભર્યું જીવન, પ્રૌઢ અને વૃદ્ધ જોડાનુ એકબીજાની હૂંફથી જીવાતું સુખી જીવન. અને પછી પોતાના એકાકી અને અટૂલા કુવારા જીવન પ્રત્યે નિસાસો નાખી કહેતા: 'આવડા મોટા જગતમાં 'તુ મારી' એવુ કહી શકુ તેવુ મારા માટે કોણુ ?' . અને પોતાના પરણુવાના કોડ અધૂરા રહ્યા તે માટે પોતાના જીવનને 'અભાગિયુ' માનતા

જ્યારે સાત સંતાનના પિતા પેલા જીવણુલાલ પોતાની સ્ત્રી અને સંસારથી કંટાળી ગયા હતા. તેમને મન સ્ત્રી એ જ સંસારની સર્વ આધિ, વ્યાધિ અને ઉપાધિનુ મૂળ હતું. તે માનતા 'જો સ્ત્રી ન હોત તો સંસારની જંજાળ

ઊભી ન થાત અને જો સંસારની જંજાળ ન હોત તો કેવું પ્રભુમય જીવન હોત ? નરસિંહ મહેતાએ પત્ની મરી જતા ગાયુ હતુ કે 'ભલુ થયુ ભાંગી જંજાળ સુખે ભજીશુ શ્રી ગોપાળ' એમ જો શ્રી ગોપાળ ભજવા હોય તો સ્રીરૂપી જંજાળનુ જાળુ સાફ કરવુ જ રહ્યુ.'

તેમને કુંવારાઓની ઇર્ષ્યા આવતી. તેમને થતું' 'કેવા ફાકડા નફિકરા થઈને ફરે છે એ ફક્કડ ગિરધારીઓ ! ન કોઈ જવાબદારી. ન કોઈ બંધન, બસ, ખાવું પીવું અને મોજ કરવી.' અને પછી પોતાના જીવનનો વિચાર કરતા કહેતા' 'અને અહી તો બૈરીનો રોજ ઘોંચપરોણો. 'સાડી લાવો, બંગડી લાવો, બુટ્ટી લાવો, બાબા માટે બૂટ લાવો, સૂટ લાવો, બેબી માટે રીબન લાવો, પીન લાવો, ફ્રોક લાવો. ફલાણું લાવો, ઢીકણુ લાવો, બસ, લાવો ને લાવો જ છોકરાને ભણાવો, પરણાવો .. સારા-માઠા પ્રસંગે વ્યવહાર કરો . બસ, જાતને ઘસી નાખો...' અને પછી કંટાળીને કહેતા : 'આ બધી લાલ લૂગડાની લીલા છે એ લાલ લૂગડાને નવ ગજના નમસ્કાર ! અને તેથી તો કાઠિયાવાડમા બૈરીને વીસનોરી (વીસ નહોરવાળી અર્થાત્ વાઘણ) કહે છે ને ? કોઈ પરણે એટલે તેને એમ કહેવાય કે ભાઈ ! એને તો હવે વીસનોરી વળગી !....'



# દાંપત્યજીવન

'નરેશ! હુ અહીં તારી આગળ બેઠી હોઉં અને છતાં હું જાણે છુ જ નહિ એમ માનીને તુ તારુ લખવા-વાંચવાનુ ચાલુ રાખે એનો શો અર્થ?' કહેતાક રક્ષાએ એના પતિ પાસેથી પુસ્તક પડાવી લીધુ અને પછી પોતાની સખીની, પોતાના શોખની, આડોશીપાડોશીની અને છેવટે દેશ-દુનિયાની વાતોમાં તે ઊતરી પડી અને સાથે તેના પતિને પણ ઘસડ્યો.

'રક્ષા! તું જાણે છે ને કે મને આવી વાતોમાં રસ નથી અને તે માટે સમય પણ નથી.'

'તો ચાલો સિનેમા જોવા.'

'એ શોખ હવે પોસાય એમ નથી ગજવાને અને આંખને બનેને એ શોખ મોઘો પડી ગયો છે'

'તો ચાલો ચોપાટી પર ફરવા કે પછી કોઈ નાટકમાં . યા છેવટે કોઈ મિત્રને ત્યાં..'

'બસ, બસ રક્ષા! મારે કયાય જવુ નથી. મને તુ મારુ કામ કરવા દે.'

બસ, આખો દિવસ કામ, કામ ને કામ થોડો વખત ઘેર રહો એમા પણ આવુ કામ લઈને બેસો. હ! લો! આ બાબાને જરા રમાડો તો હું બજારમાં જઈ આવું અને હા....આ ચૂલા ઉપર ભાત મૂકયા છે તે જરા

જોજો. દાઝી ન જાય અને પેલો ભૈયો આવે તો દૂધ લઈ રાખજો લો આ તપેલી અને હા....દૂધ ગરમ કરવાનુ ભૂલતા નહિ હો. '

અને રક્ષા સેડલ પહેરી 'ચમક ચમક્' કરતી ઊપડી અને એ જ વખતે બાબાએ રડવાનુ શરૂ કરી દીધુ. નરેશે તેને બાટલીનું દૂધ પાયુ. પછી બાબાએ ઝાડો કર્યો. નરેશે સાફ કર્યો એ વખતે તેને કયાક વાચેલા વાચસ્પતિ અને ભામતીના દાંપત્યજીવનનો એક પ્રસગ યાદ આવ્યો.

ત્રીસ ત્રીસ વર્ષનુ એ દાંપત્યજીવન. વાચસ્પતિ હમેશાં તેમના લેખનકાર્યમાં જ ગળાબૂડ રહેતા એક રાત્રે દીવામાં તેલ ખૂટયુ અને તેમના લેખનકાર્યમાં ખલેલ પડી તેમણે બૂમ પાડી 'અરે! ઘરમા કોઈ છે કે?' ભામતી ઝબકીને જાગી ગઈ. દોડતી જઇ તેણે દીવામા તેલ પૂર્યું. ત્રીસ વર્ષમાં પહેલી જ વાર આવી ભૂલ થઈ હતી આમ તો તે રોજ દીવામાં તેલ પૂરતી. કોઇ વાર મધરાતે તો કોઈ વાર રાત્રિના છેલ્લા પ્રહરમા, પણ તેલ પૂરી જતી અને પતિનુ સર્જનકાર્ય અખડ ચાલુ રહેતું. પતિએ ત્રીસ વર્ષમાં કદી પણ તેની સામે જોયુ સરખુ પણ ન હતુ એ તો એ ભલા અને એમનુ લેખન ભલુ.

ભામતી તેલ પૂરતી હતી તે વખતે વાચસ્પતિએ ઊચે જોયુ–ત્રીસ વર્ષના લગ્નજીવનમાં પહેલી જ વાર. અને તેમણે સાશ્ચર્ય પૂછ્યુ 'એ બાઈ તું કોણ છે?'

ત્રીસ ત્રીસ વર્ષ સુધી લેખનકાર્યમાં રમમાણ રહેનાર પતિ પોતાની પત્નીને પણ ઓળખી ન શકયા પત્ની સામે જોવાની તેમને ફુરસદ પણ કયાં હતી અને જ્યારે એક પળની ફરજિયાત ફુરસદ મળી ત્યારે પોતાની પત્ની વૃદ્ધ થઈ ગઈ હતી. પતિની જ્ઞાનસાધનાને સફળ બનાવવામાં તેણે તેની જુવાની ખરચી નાખી હતી. છતાં. તેનો જરાય રજ કે રોષ ન હતો, ઊલટું તે આનદ અને ગૌરવ અનુભવતી હતી, અને મનમા એક જ પ્રાર્થના કરતી હતી : 'મારા પતિના કાર્યમાં કદી વિઘ્ન ન આવો '

અને જ્યારે વાચસ્પતિને ખબર પડી કે, તેલ પૂરનાર બાઈ તેની પત્ની છે, ત્યારે તેમના હાથમાંથી તેમની લેખિની પડી ગઈ પત્નીના મૂગા આત્મબલિદાનથી તે અત્યંત પ્રભાવિત બની ગયા હતા.

નરેશ આ પ્રસગની સ્મૃતિમાં એવો ખોવાઇ ગયો હતો કે રક્ષા બજારમાથી કયારે પાછી આવી તેનુ પણ તેને ભાન રહ્યું ન હતુ એ તો 'તમે તે કેવા છો ? આ ભાત દાઝી ગયા છતા ખબર પડી નહિ ? અને લૈયાનુ દૂધ કયા છે ? ગરમ કર્યું કે નહિ ?' એવા પ્રશ્નોની ઝડી જયારે રક્ષાએ વરસાવી ત્યારે નરેશ એની સ્વપ્નની દુનિયામાથી ઝબકીને જાગ્યો અને પેલુ રાજકુમાર હેમલેટનુ મશહૂર વાકય તેના હોઠ પર આવી ગયુ. 'આ ચિત્ર જો, ને પેલુ ચિત્ર જો'

★

# વિરહીણી

પિયુષ લગ્ન કરીને ત્રણ વર્ષના અભ્યાસ માટે અમેરિકા ગયો અને પાછળ મૂકતો ગયો એના વિયોગે ઝૂરતી એની નવપરિણીત પ્રેમાળ પત્ની ઉમા. લગ્ન પછી બન્ને થોડા જ દિવસો સાથે રહ્યાં હતા. પરંતુ એ અલ્પ-કાળમાં તો જાણે યુગોની ઓળખાણ ન હોય એવી ગાઢ પ્રીતથી ઉમાનુ હૃદય પરવશ બની ગયુ હતું અને તેના મનની સ્થિતિ કંઈક આવી હતી

સખી સુના મંદિર સુની સેજ,
સુના હરિના ઓરડા;
જેનો પિયુ ગયો પરદેશ,
દિવસ જવા દોહ્યલા.

સખી ફાગણ મહિને ફૂલ,
દીસે ઘણાં રળિયામણાં,
જેનો પિયુ ગયો પરદેશ,
ફૂલો કેના કામના ?

અમે નાહીધોઈ નિરધાર,
અંબોડો નવ વાળીએ
જેના રામ ગયા વનવાસ,
કાજળ કેમ સારીએ ?

આમ ઉમાને કશું જ ગમતું નથી. સારા વાર-તહેવાર આવે છે પરંતુ તે સારાં વસ્ત્રો પહેરતી નથી. કોઈ શણગાર સજતી નથી, અંબોડો વાળતી નથી. એની સખીઓ મેંદી મૂકે છે. તેને પણ મૂકવા આગ્રહ કરે છે; પરંતુ તે જાણે કહેતી ન હોય : "હાથ રંગીને શું કરું એનો જોનારો પરદેશ..." એ તો પોતાના પતિના સ્મરણમાં જ લીન રહે છે અને દિવસો વિતાવી રહી છે. તેણે પોતાના પતિની પ્રતિમા હૃદયમાં અંકિત કરી રાખી છે. તેની સ્થિતિ પેલા લોકગીતમાં વર્ણવેલી વિરહદશા જેવી છે.

"વાલમ વિદેશે ને વાટડી જોતી,
ઊડાડતી કાગ અને ગણતી'તી દાડા...."

એમ પતિની પ્રતીક્ષા કરી રહી હતી. વિરહમાં તેણે તેનું શરીર સૂકવી નાખ્યું હતું.

પેલી એક લોકકથા છે પતિ પરદેશ ગયો છે. પિયુ-વિજોગણ વિરહમાં ઝૂરે છે. લાંબો કાળ વહી જાય છે. પરંતુ પિયુ પાછો ફરતો નથી. પિયુવિજોગણે એના વિરહમાં કાયા ઓગાળીને ક્ષીણ કરી નાખી છે રોજ આંગણે કાગડો બેસે છે અને મહેમાનના આવવાની વાણી ઉચ્ચારતો હોય છે. પરંતુ તે રોજ ખોટી પડતી હોય છે અને એક દિવસ ખિજાયેલી પેલી વિરહીણી કાગડાને ઉડાડવા એનો દુબળો બની ગયેલો હાથ ઉછાળે છે અને અડધી ચૂડીઓ એ પાતળા હાથમાંથી ફેંકાઈ ગઈ અને કાગડાના ગળામાં પરોવાઈ ગઈ. તે જ પળે પતિનું આગમન થાય છે. પત્નીના

હૈયામાં હર્ષની ભરતી ચડે છે અને અંગમાં લોહી ભરાય છે પાતળુ કાંડુ પણ લોહીથી પુષ્ટ બને છે, અને બાકી રહેલી બંગડીઓ એ નવપ્રાપ્ત જાડાઇથી કાંડા પર તસોતસ થઈને તૂટી જાય છે.

"કામન કામ ઉડાડતી,
પિયુ આયો જબકો,
આધી ચૂડી કર લગી,
આધી ગઈ તબકો."

પરંતુ ઉમાની ચૂડીઓ અખંડ રહી હતી અને છતાં એનુ સૌભાગ્ય નંદવાઈ ગયુ હતું. કારણ કે પિયુએ અમેરિકામાં એક ગૌરાંગી સાથે લગ્ન કરી ત્યા જ પોતાનો સંસાર વસાવી દીધો હતો!



# મંજરી

મંજરીએ નિશ્ચય કરી લીધો હતોઃ 'હવે તો ગમે ત્યાં નોકરી શોધી કાઢું. હું કંઈ એમની નોકરડી નથી કે વારવાર અપમાન સહન કરું. ઓશિયાળું જીવન જ નકામું. મેટ્રિક સુધી ભણી છું. એટલે નોકરી તો ગમે ત્યાં મળી રહેશે '

મંજરીએ પહેલાં પણ આવા નિર્ણયો અનેક વાર કર્યા હતા. પતિ સાથે કંઈ બોલાચાલી થાય યા મતભેદ પડે ત્યારે તરત જ તે આવો નિર્ણય કરી બેસતી, પરંતુ આ નિર્ણય ઝાંકળબિંદુ જેવો નીવડતો. સૂર્યનાં કિરણથી જેમ ઝાકળબિંદુ ઊડી જાય તેમ, 'મંજરી ! તું જબરી રિસાળ હોં, પણ રસીલીય કંઈ ઓછી નથી' કહીને તેનો પતિ તેની હડપચી ઊંચી કરીને એની આંખમાં આંખ પરોવતો કે તરત જ મંજરીનો પેલો નિર્ણય ઝાકળબિંદુની જેમ ઊડી જતો. પરંતુ આ વખતે તો 'એ ભલેને ગમે તેટલી ફોસલાવે, પણ હું મનાવાની નથી. નથી ને નથી જ ' એવો પાકો નિશ્ચય કરી બેઠી હતી

તેને તેના પતિના પેલા શબ્દો વારવાર યાદ આવતા હતા 'મારું રળેલું ખાવું છે અને મારા પર જ રોફ

કરવો છે એ કદી નહિ બની શકે બૈરીને વશ થાય એ બીજા. ’ આ શબ્દોમા મ જરીને પતિનુ સ્વામીત્વ જણાયુ હતું કોઇ પણ પ્રકારનુ સ્વામીત્વ સ્વીકારવા તે તૈયાર ન હતી તેમાં તેને સ્વમાનહાનિ લાગતી. તેનાથી બીજા યુગલોની સરખામણી થઈ જતી સાંજે ફરવા જતા યુગલોને એ જોતી આગળ બાબાગાડીને ઠેલતો યા બાળકને તેડીને ચાલતો પતિ અને પાછળ ઠસ્સાભેર એકલી ચાલતી પત્ની એના પડતા બોલ ઝીલવા પતિ તૈયાર જ હોય જ્યારે અમારા આ પતિ પોતાને દેવ માને છે અને મને દાસી. આ બાબો આવડો મોટો થયો પણ કદી એને તેડયો નથી, એને તેડીને ચાલતા એમને નાનમ લાગે છે. એટલુ જ નહિ, પરતુ સાજે ઑફિસથી મોડા આવે ત્યા સુધી મારાથી જમાય નહિ કદાચ જો ભૂલેચૂકે જમી લઉ તો મારુ આવી બને. સતીઓના દાખલા આપવા બેસી જાય અને પોતે મનફાવે ત્યારે ગમે ત્યા જમી લે. મારો ભાવ પણ ન પૂછે મારે કયાય બહાર જવુ હોય તો અગાઉથી રજા લેવી પડે અને એમને માટે બધી છૂટ આનુ કઈ કારણ ? શુ એ રળે છે માટે ? એમ તો હુ પણ કયા રળી શકતી નથી

અને મ જરીએ જાતે રળી લેવાનો નિશ્ચય કર્યો હતો ‘ ગમે તેની ભલામણ લઈ ને નોકરી મેળવી લઈશ અને એમને પણ બતાવી દઈશ કે હું પણ પૈસા કમાઈ શકુ છુ .’ મ જરીના મગજમાં આમ મ થન ચાલી રહ્યુ હતુ ત્યા કામવાળી બાઈ આવી અને સીધી રસોડામા

જઈ કામે લાગી. ત્યાં તો મંજરી બોલી · 'એ બાઈ! પેલી સગડી પર પૂરી અને શાક છે. પહેલા ખાઈ લે પછી કામ કર.'

અને બાઇએ ખાવાને બદલે શાકપૂરી એક કાગળમાં બાંધી તેની થેલીમા મૂક્યાં.

મંજરીએ પૃછ્યુ 'ઘરે ક્યાં લઈ જાય છે?' અને પછી કહ્યુ: 'અહી જ ખાઈ લે.' પેલી બાઈ શરમાતી, સંકોચાતી બોલી· 'બેન! મારા મરદને મૂકીને મારાથી ન ખવાય. આ હું ઘેર લઈ જાઉં છું રાતે એ કામ પરથી આવશે એટલે અમે બે સાથે વહેચીને ખાઇશું.'

આ નોકરડીના આ શબ્દોએ મંજરીના પેલા નિર્ણયને બરફની જેમ ઓગાળી નાખ્યો.

'નોકરી કરે છે મારી બલારાત. મારે નોકરી મારા એમની.' એમ તે સ્વગત બોલી–'મને ચાકર રાખોજી'નુ ગીત ગણગણતી ઝરૂખામાં જઈ બેઠી અને એના 'એ'ની પ્રતીક્ષા કરવા માંડી.



# નર–નારી :

સામાન્યત સ્ત્રીને અબળા કહેવામાં આવે છે, પરંતુ અમારા એક વિદ્વાન મિત્રે અબળા એટલે નિર્બળ નહિ પણ અ–બલા જે બલા નથી તે અબલા કહીને સ્ત્રી-શક્તિનો મહિમા ગાયો, અને જૂના જમાનાની યાદ આપતાં કહ્યું કે, પ્રાચીન કાળની સ્ત્રી ભલે કૉલેજમા ભણેલી ન હતી પરંતુ ચૌદ વિદ્યા અને ચોસઠ કલામા પારગત હતી અને પુરુષ સમોવડી થવા મથતી અર્વાચીન નારી કરતા વિશેષ પ્રગતિશીલ, પ્રભાવશાળી અને બુદ્ધિવાન હતી અને તેથી તો લગ્ન જેવા જીવનના મહત્ત્વના પ્રશ્નને પણ તે પોતાની સ્વતંત્ર બુદ્ધિથી હલ કરતી હતી. એ કાળની સ્ત્રી પોતાના પિતાને સ્પષ્ટ રીતે કહેતી

નથી જોવા મારે રાય કે રંક,
નથી જોવા વરણાગીઆ વંક.
નથી જોવી વિદ્યા કે વાણુ,
નથી જોવી ધન કેરી ખાણુ
એક પૂછું તેનો ઉત્તર દીએ,
તે મુજને વેચાતી લીએ

# શુકન–અપશુકન

થોડા વર્ષ પહેલાંનો એ પ્રસંગ ગૌતમના મગજમાં હજી ભૂલાયો ન હતો. તે તેના મામાને ગામ ગયો હતો. ઘણાં વર્ષે ભાણેજ પોતાને ત્યા આવેલો તેથી મામાને આનંદ થયો હતો 'પરંતુ ભાઈ! અહીં આવવા માટે આ શનિવાર કેમ લીધો?' એમ સાશ્ચર્ય પૂછીને પછી ખુલાસો કર્યો હતો. 'શનિવારે પૂર્વ દિશામાં સામો કાળ આવે એટલે એ દિવસે એ દિશામાં ક્યાંય ગામ ગામતરુ થાય નહિ, ભાઈ!' અને પછી કયા દિવસે કઈ દિશાનો પ્રવાસ વર્જ્ય ગણાય તે સમજાવતા કહ્યું હતું 'રવિવારે ઉત્તરમા, મંગળવારે પશ્ચિમમા, ગુરુવારે દક્ષિણમા અને શનિવારે પૂર્વમાં ક્યાંય બહારગામ જવુ નહિ, કારણ કે એ દિવસોએ એ દિશામાં સામો કાળ આવતો હોય છે.'

ગૌતમે દલીલ કરતા કહ્યુ હતું 'મામા! હું રહ્યો નોકરિયાત–પરસ્વાધીન માણુસ મુહૂર્ત જોવાનુ મને ક્યાથી પાલવે? મને તો રજા મળે તે પ્રમાણે મારે કામ કરવાનુ' પરંતુ મામાને ગળે એ વાત ઊતરી ન હતી અને તેથી તો પંદર દિવસ રહી રજા પૂરી થતાં ગૌતમ જ્યારે ઘરે પાછો જવા તૈયાર થયો ત્યારે મામાએ સ્પષ્ટ સંભળાવી દીધું 'જો ભાઈ ગૌતમ! આજે મંગળવાર છે અને તારે પશ્ચિમ દિશામા જ જવાનુ છે એ દિશામા આજે સામો

કાળ છે માટે આજે તો કોઈ પણ સંજોગોમાં તારાથી અહીંથી નીકળી નહિ શકાય. ગૌતમે કહ્યુ હતું 'પરંતુ મામા ! એ કેમ બની શકે ? કાલે તો મારે નોકરી પર હાજર થવાનુ છે. આજે અહીથી નીકળુ તો જ કાલે ઘરે પહોંચુ અને નોકરી પર સમયસર હાજર થઈ શકુ ને ?' અને પછી પોતે જો નક્કી કરેલા દિવસે નોકરી પર હાજર ન થાય તો કેવાં ખરાબ પરિણામ આવે તેનો ગૌતમે ખ્યાલ આપ્યો હતો. પરંતુ મામા એમના નિશ્ચયમાં અડગ રહ્યા હતા અને કહ્યું હતું. 'એ ગમે તે પરિણામ આવે, પરંતુ જાણી જોઈને સામો કાળ લેવો એનુ તો ઘણુ ખરાબ પરિણામ આવે. અમને આવા ઘણા ખરાબ અનુભવો થયા છે,' અને પછી આ અનુભવોનુ તેમણે પૂરા ત્રણ કલાક વર્ણન કર્યું, અને એ દરમિયાન ગૌતમની ગાડીનો સમય પણ વીતી ગયો હતો એ દિવસે ગૌતમે બે રૂપિયા ખર્ચીને તેની ઑફિસને તાર કરીને જણાવવુ પડયુ હતુ કે અનિવાર્ય સંજોગોને કારણે તે એક દિવસ મોડો હાજર થઈ શકશે.

બીજે દિવસે તે વહેલો તૈયાર થઈ ગયો. તેના મામા તો તેના કરતાં પણ વહેલા તૈયાર થઈ ગયા હતા, એટલુ જ નહિ પરંતુ 'શુકન જોવામા મોડુ થાય, માટે વહેલા તૈયાર થવું સારુ' કહીને ઘરમાં સૌને ઉતાવળ કરાવતા હતા અને ટ્રેનનો સમય થાય તે પહેલાં શુકન જોવા માટે ઘરની બહાર જઈને ઊભા હતા. પરંતુ બહાર જતા પહેલા બે વખત ઊભા થઈને પાછા નીચે

બેઠા હતા, કારણ કે ઘરમાં કોઈકે છીંક ખાધી હતી. 'જમણી છીંક સારી નહિ" કહીને પછી તેમણે સારા શુકનનું વર્ણન કર્યું હતુ :

'ડાબી થાય જો છીંક, કામ કરી ઘેર આવે;
ડાબી દેવા દાખ, રાજ આપે તે રિદ્ધિ;
વાજિંત્રનાદ નર્તકી તણા, વળી કુમારિકા કુંજે ભરી;
છત્ર દરશન ચામર ચરમ, શામળ કહે કાજ આવે કરી.

અને આવાં સારાં શુકન જોવા માટે ઘરની બહાર બેઠા હતા. અડધોએક કલાક વીતી ગયો પરંતુ લાકડાવાળાને, કોલસાવાળાને અને મોચીને આવતા જોઈને મનમાં રોષે પણ ભરાયા હતા અને અપશુકનનુ વર્ણન કરતી કડીઓ મોટેથી બોલી ગયા હતા '

મળે કાષ્ટ ને કોયલા, મળે છાણ ને છાશ,
મળે કાંટા ને કુશકા, વદ ન આવે વાસ.
મળે વેરાગી વસ્તીઓ, મળે રજસ્વલા નાર,
મળે જટિલને ઝાંખરાં, કામિની છૂટે કેશ,
મળે બુદ્ધહીન બાયલો, હરણુ કરે હંમેશ;
કર કાઢી કુવાડલો, કર કરવત સુથાર.
ફરી ન દેખે દેશને, જો કર લોઢુ લવાર,
ચર્મકાર ચામ લઈ મળે, મળે ચામથો ચોર,
વેચે સાવરણાં સૂપડાં, મારગ મારે ઢોર;
લવણ કે લોઢુ મળે, પાલી મે પરડ,
તેને મરણ છે ઢુકડું . ... ...

આમ તે અપશુકનની યાદી તાજી કરી રહ્યા હતા ત્યાં ઘરમાંથી બે વાર તાકીદનો સદેશો આવ્યો : 'ગાડીનો સમય થઈ ગયો છે, જલદી કરો.. પરતુ ઓટલા ઉપરથી ઊઠે એ બીજા. તે કહે ' શુકન આવે તુરત ઊઠીને કહેવા આવુ છુ ' અને શુકનની તે કાગને ડોળે રાહ જોવા માંડયા. મનમાં સારા શુકનને યાદ કરવા માંડ્યાં

મળે માલણુ ફળફૂલ શું, મળે તબોળી પાન,
મળે નાપિત કર આરસી, ધનના ઢગલા ધાન્ય.
ગાતી આવે ગોરડી, ભણુતા આવે બ્રહ્મ,
ધણુ આવે ધેનુ તણુ, તો તો ખૂલ્યુ કર્મ.

અને છેવટે સામે ગાય આવતી જોઈ તે હરખાઈને દોડ્યા અને ઘરમાં જઈને કહ્યુ 'ભાઈ ! ઊઠો શુકન ફત્તેહના છે ' પરંતુ ગૌતમ ઘડિયાળ જોઈ નિસાસો નાખતો બોલ્યો 'પણુ મામા હવે ઘણુ મોડુ થઈ ગયુ. આજે ય ગાડી ગઈ .' અને પછી સ્વગત વિચારવા માંડ્યો 'જ્યા મારે રોજ ઘડિયાળના કાટા પ્રમાણે કામ કરવાનુ હોય ત્યા શુકન–અપશુકન જોવાનુ ક્યાંથી પાલવે ? '



# પત્રકાર

મધરાતે શહેરના મધ્ય વિસ્તારમાં એક જૂનું અને જર્જરિત પાંચ માળનું મકાન ધરાશયી બન્યાની ગમખ્વાર ઘટનાના સમાચાર સાંભળીને સંજય એ હોનારતના સ્થળે ઉપડ્યો. તે પછી થોડીવારે જ તેના 'પ્રકાશ' પત્રની ઑફિસમાં ટેલિફોનની ઘંટડી રણકી : 'સંજયભાઈને તરત ઘેર મોકલો તેમનાં પત્નીની તબિયત સીરિયસ છે.' આ સંદેશો સાંભળીને 'નાઈટ ડયુટી' પરના સમાચાર સંપાદક મૂઝવણમાં પડી ગયા. 'હવે કરવું શું ? સંજય તો અહીં છે નહિ, મારે શો જવાબ આપવો ?' છેવટે જરા વિચાર કરી તેમણે જવાબમાં કહ્યું : 'સંજયભાઈ એક અકસ્માતના સ્થળે હેવાલ લેવા ગયા છે અહીં આવશે કે તરત જ 'સમાચાર કહીશ' અને એક નિશ્વાસ નાખી રીસીવર મૂકી દીધું.

તેમના મનમાં વિદ્યુતવેગે વિચારો ઝબકી ગયા, 'શું પત્રકારનું જીવન છે ? એક બાજુ પત્ની સખત બીમાર છે ત્યારે બીજી બાજુ તેણે આ મધરાતે પણ પોતાની કપરી ફરજ બજાવવા પત્નીથી દૂર રહેવું પડે છે.' અને તેમની નજર પોતાના ટેબલ પર પડેલા પ્રૂફના માળખા ઉપર ગઈ તે સ્વગત બબડયા : 'સવાર થતા જ લોકોના હાથમાં આ છાપું જઈને પડશે અને માત્ર પંદર મિનિટમાં

તે બધી પૃથ્વીની વાતો કહી નાખશે.. પરંતુ આની પાછળ અખબારી આલમના કેટકેટલા અંગો કેવું કામ કરી રહ્યાં હોય છે ? સંજય જેવા કેટલા પત્રકારોનાં પ્રાણ નીચોવાય છે !' અને એમનાં મનોચક્ષુ સમક્ષ તંત્રીથી માંડીને કંપોઝીટર અને છેક ડીલીવરી બૉય સુધીનાં અખબારી આલમનાં ભિન્ન ભિન્ન અંગોની વિવિધરંગી કામગીરીની દશ્યાવલી ઉપસી આવી.

ઘડિયાળે એકનો ડંકો બજાવ્યો. આખુ જગત મીઠી નિદ્રા લઈ રહ્યુ હતુ ત્યારે જગતની ઘટનાઓને વાચા આપતું અને જગતના પ્રશ્નો અંગે વિચારદર્શનરૂપી પ્રકાશ ફેલાવતું 'પ્રકાશ' પત્ર જનતાના જાગ્રત પહેરગીરની જેમ આંખનો એક પણ પલકારો માર્યા સિવાય જાગી રહ્યુ હતું. તેનુ સંપાદકમંડળ વહેલી સવારની આવૃત્તિનુ કલેવર ઘડી રહ્યુ હતુ, સુંવાળી પથારી, મીઠી નિદ્રા અને ઘરનુ શાંત, હૂંફાળુ વાતાવરણ છોડીને શાહી, કાગળ અને યંત્રોની અખબારી દુનિયામાં કાર્યરત બની ગયુ હતું. નિર્જીવ યંત્રો પણ સજીવ માનવીની જેમ ગતિશીલ કામગીરી બજાવી રહ્યા હતા એ યંત્રો સાથે કામ કરતા કારીગરો પણ યાત્રિક ઢબે પોતાની ફરજો અદા કરી રહ્યા હતા આ બધુ ચીનમાથી જન્મેલી અને પછી વિશ્વભરમા પ્રસરેલી છાપકળાને આભારી હતુ

જો કે છાપકળાની છાપવાળા છાપાં જ્યારે અસ્તિત્વમા ન હતાં ત્યારે પણ પત્રકારોની જમાત તો હસ્તીમા હતી જ ભાટો, ચારણો અને કથાકારો એક રીતે પત્રકારી

જીવ હતા. અરે ! જૂના જમાનામાં આપણાં પેલાં માલણ અને વાળંદ પણ કુશળ ખબરપત્રી તરીકે રોમાંચકારી કાર્યો માટે જાણીતા હતાં.

વાલ્મીક, શ્રી કૃષ્ણ અને વ્યાસ પણ આપણા પુરાણા પત્રકારો જ હતા. આપણા આદ્ય ખબરપત્રી તરીકે મહર્ષિ નારદને ગણાવી શકાય. હાથમાં વીણા અને પગમાં પાવડી ધારણ કરી અંતરિક્ષના એક ખૂણેથી બીજા ખૂણામાં સમાચાર પહોંચાડવાનુ કાર્ય કેવી કુશળતા, કુનેહ અને ખૂબીથી એમણે કરેલુ ! એમની 'નારદવાણી' ને 'નારદવેડા'ના ખોટા અર્થમાં ખપાવવામાં આવે છે, પરંતુ વાસ્તવમાં આ 'નારદવાણી' હંમેશાં કલ્યાણકારી કાર્યોના સર્જન માટે અને અકલ્યાણકારી કાર્યોના વિનાશ માટે અમર બની ગઈ છે. આ ઉપરાત પેલા ઐતિહાસિક મહાભારતના યુદ્ધમાં હેવાલ સંજયે ધૃતરાષ્ટ્ર મહારાજને સંભળાવ્યો હતો એ જગજાહેર છે

એ જ રીતે આપણા આ અર્વાચીન સંજયે આખી રાત માથે લઈ જાનને જોખમે શહેરમાં તૂટી પડેલા ખખડધજ મકાન અને જાનમાલની ખુવારીનો આંખો ખોલી નાખે એવો 'આંખે દેખ્યો' હેવાલ એના પત્ર 'પ્રકાશ'માં ચમકાવ્યો. પરંતુ એ જ પત્રમાં પત્રકારના અસિવૃત્ત જેવા કપરા વ્યવસાયની કરુણ પરાકાષ્ઠા સમી એક નોંધ પણ પ્રકટ થઈ હતી : 'આ પત્રના ખબરપત્રી શ્રી સંજયની યુવાન પત્નીનુ મધરાતે દુઃખદ અવસાન. ..'



# દાદાની જીવનસંધ્યા

નંદલાલે જીવનમાં કદી દુઃખ અનુભવ્યુ ન હતું પોતે ભણીગણીને પગભર થયા ત્યાં સુધી માતા-પિતાની શીળી છત્રછાયા હેઠળ રહ્યા હતા અને પરણ્યા પછી તો પોતાને એવી ગુણિયલ ગૃહિણી મળી હતી કે સંસારનો સઘળો બોજ તેણે પોતાને શિરે ઉઠાવી લીધો હતો. નંદલાલને કોઈ વાતે ચિંતા રહી ન હતી એ ભલા અને એમની નોકરી ભલી અને નોકરી પણ સારા પગારની અને પ્રતિષ્ઠાવાળી હતી એટલે કલદાર અને કીર્તિ બને સારા પ્રમાણુમા કમાઈ શકયા હતા.

તેમનુ પ્રારબ્ધ સોળે કલાએ ખીલ્યુ હતું. પાંડવો જેવા પાચ પ્રતાપી પુત્રો હતા સૌને તેમણે ઉત્તમ શિક્ષણ આપ્યુ હતું અને સૌને સારા સ્થાને ગોઠવી દીધા હતા. ઉચ્ચ ઘરની કન્યાઓ સાથે લગ્ન પણ કરાવી દીધાં હતા અને પાંચ પુત્રો તેમ જ પુત્રવધૂઓથી આખુ ઘર ભર્યું

ભર્યું બની ગયુ હતું. નંદલાલનું સુખ ગમે તેવાને ઈર્ષ્યા ઉપજાવે તેવું હતુ.

સુખમાં દિવસો વહી રહ્યા હતા. નંદલાલ હવે તો દાદા પણ બની ચૂકયા હતા અને નોકરીમાથી નિવૃત્ત થયા હોવાથી પોતાનો ઘણોખરો સમય ઘરમા બાળપૌત્રો અને પૌત્રીઓ સાથે ગેલગમ્મત કરવામાં ગાળતા હતા. દાદાને આથી બીજું વધારે સુખ કયુ હોઈ શકે ?

દાદા પર જીવનની સંધ્યા ઊતરી રહી હતી. છતાં વિશાળ કુટુંબવૃક્ષની શીળી છાયા અને હૂંફથી એ સંધ્યા મીઠી લાગતી હતી ત્યા તો જીવનસંધ્યાના રંગ ઘેરા બને છે અને દાદાના જીવન પર છવાઈ જાય છે શ્યામ રાત્રિની કાલીમા.

દાદાના વિશાળ કુટુંબવૃક્ષની ઘટા સંકોચાવા માંડે છે કાળબળે પુત્રો એક પછી એક ઘર છોડીને પોતાનો જુદો સંસાર વસાવે છે. પાચે પુત્રો કુટુંબથી જુદા થઈ જાય છે, અને કુટુંબમાં રહે છે માત્ર વૃધ્ધ નંદાલાલ અને તેમના વૃધ્ધ પત્ની. વર્ષો સુધી પુત્રો, પુત્રવધૂઓ અને પૌત્રોના બહોળા કુટુંબમાં રહ્યા પછી આમ એકલા અટૂલા પડતાં એ વૃધ્ધ દંપતીને ઘર ખાવા ધાય છે ત્યાં તો એક વધુ આપત્તિ ઊતરે છે અને વૃધ્ધ નંદલાલનુ દાંપત્યજીવન નંદવાય છે. નંદલાલ વિધૂર બને છે. જિંદગીભર પોતાની કાયા સાથે છાયારૂપે રહેલી સહધર્મિણીની ચિર વિદાયથી તેમનું જીવન આકરું થઈ પડે છે. વગડા જેવડા મોટા

ઘરમાં તે અકલા-અટૂલા ઝુરે છે ઘરનો ભેકાર તેમને પીડે છે. ઘરની નિરવતા છેવટે તેમને ત્યાંથી નસાડે છે અને તે આશ્રય લે છે વૃદ્ધો માટે ખાસ ઊભા કરવામાં આવેલા વીસમી સદીના એક ઘરડા ઘરમાં એ ઊંડો નિસાસો નાખી પોતાનુ દુઃખ વ્યકત કરે છે 'પુત્ર પરિવાર અને ઘરબાર હોવા છતા હુ અહીં ? અરે ! મારુ કોઈ નહિ ?'



ત્રીસ થયાં ચાળીસની ઝામ,
તોયે નથી ભજતો શ્રીરામ.
પચ્ચાસે તો આવ્યાં પળિયાં,
મોના ડાચાં સર્વે ગળિયાં.

*

સાઠે વર્ષે નાઠી સાન,
કાંઈ થયા છે બહેરા કાન,
સિત્તોર વર્ષ વીત્યાં સહી,
ગતિ બોલવાની નવ રહી.'

× × ×

અને તેથી જ મયાચંદ સૌને એક જ સલાહ આપતા ભાઇ ! કાલનો શો ભરોસો ? કર્યું એટલુ કામ અને ભજ્યા એટલા રામ રામને ભજવામાં કદી રાહ ન જોવી.. એ વાયદો હમેશાં વાયડો ...'



# શિક્ષક પિતા-પુત્ર

પ્રેમશંકરને સિત્તેર વર્ષ થયાં છે છતાં સશક્ત છે. આખ, કાન અને દાંત હજી સાબૂત છે. ભૂખ યા ઊંઘ પણ ઘટી નથી. જઠરાગ્નિ એવો તેજ છે કે અપચો યા અજીર્ણનું કદી નામનિશાન નહિ. પેટમા જેટલું હોમે એટલુ હજમ. રાત્રે ઘસઘસાટ નિદ્રા આવે છે. અને છેલ્લા ૧૫ વર્ષથી સરકારનું પેન્શન ખાય છે. સામાન્યત એમ કહેવાય છે કે આખી જિંદગી નોકરી કરીને માણસનુ મન એવુ ઘસાઈ જાય છે કે સરકારનુ પેન્શન ખાવા તે વધારે વર્ષ જીવી શકતો નથી. પરંતુ પ્રેમશંકર આમા અપવાદરૂપ છે તન અને મનથી તે એવા તંદુરસ્ત છે કે હજી કેટલાંય વર્ષ સુધી તે સરકારનુ પેન્શન ભોગવી શકે તેમ છે અરે! સરકારે જો ફરજિયાત નિવૃત્તિની વય ઠરાવી ન હોત તો તે હજી પણ નોકરીમા પ્રવૃત્ત જ હોત એવી છે એમની તગડી તબિયત

હજી તેમને નોકરીના દિવસો યાદ આવે છે આમ તો તે હતા પ્રાથમિક શાળાના એક શિક્ષક. શહેરથી દૂર દૂર ગામડામાં તેમની શાળા હતી. સાતસો–આઠસો ઘરની અભણ અને પછાત વસતિવાળા એ નાનકડા ગામમાં એમની શાળા એ જ એમનું ઘર હતું. બે ખંડમાં શાળા બેસતી અને એક ખંડમાં એમનું રસોડું રહેતું. શાળાના કોઈ ખાસ કડક નિયમો નહિ. સૂરજ ઊગે ને તે ઊઠે. શાળાનો ઘંટ વગાડે અને છોકરાં એકઠા કરે પછી પોતે દાતણ અને ચા–પાણી કરે અને છોકરાંને થોડું ભણાવે વળી વચ્ચે ઊઠીને સ્નાન, પાઠપૂજા આદિ વિધિ પતાવી આવે પાછાં છોકરાંને ભણાવે આમ એમને મન શાળા એ જ ઘર હતું અને ઘર એ જ શાળા હતી, હા, બેચાર મહિને ઈન્સપેક્ટર શાળાની તપાસ માટે આવે ત્યારે ઇન્સપેક્ટરને ગામમાંથી 'ઘોડું' સામે મોકલી આપે અને શીરો જમાડે એટલે તેમની સર્વિસ–બૂકમા સરસ શેરો થઈ જાય અને બીજે ગામ 'બદલી' થવાનો ભય દૂર થાય.

એ ગામ પ્રેમશંકરને અનુકૂળ આવી ગયુ હતું. તેમનો પગાર તો માત્ર પચ્ચીસ 'રૂપઈડી' પરંતુ આખો પગાર બચત રહેતો; કારણ કે દૂધ, ઘી, શાકભાજી, અનાજ બધી જરૂરી ચીજો શાળાના છોકરાં લાવતાં અને 'માસ્તર સા'બને તો આપવુ પડે' એવા પૂજ્યભાવથી છોકરાંના માબાપ પણ હોશે હોંશે બધી ચીજો વારાફરતી મોક-લાવતાં એ જમાનામાં માસ્તરનુ ઘણુ માનપાન હતું, લીલાલહેર હતી અને તેથી 'મારો છોકરો પણ મારી

ખુરશી સાચવે તો કેવું સારુ ' ' એવી કેટલીય વાર મહેચ્છા તેમણે સેવી હતી. અને એમની એ મહેચ્છા પરિપૂર્ણ થઈ હતી. એમનો પુત્ર કરુણાશંકર આજે અંગ્રેજી શાળામા 'આચાર્ય' બન્યો હતો. કરુણાશંકરની ઉંમર માંડ પિસ્તાલીશ વર્ષની છે, પરંતુ માથાના અડધા વાળ ધોળા થઈ ગયા છે. આંખે ચશ્મા ચઢી ચૂકયા છે અને ઊંઘ અને ખોરાક તેમના વયોવૃદ્ધ પિતા પ્રેમશંકર કરતાં પણ અડધાં ઓછાં થઈ ગયા છે. ચિંતા અને કામના બોજથી તે અકાળે વૃદ્ધ જેવા બની ગયા છે તેમના પિતા જ્યારે તેમની 'માસ્તરગીરી'ના ગુણગાન ગાય ત્યારે કરુણાશંકર દિવેલીયુ મોં કરીને દુઃખ વ્યકત કરે· ' બાપા ! તમારા એ માસ્તર-ગીરીના સુખી દિવસો ગયા આજે તો શિક્ષકનો ધંધો એટલે વેઠ અને વૈતરુ અને તેથી તો હું તમારા કરતાંય વધારે ઘરડો થઈ ગયો '



# રામનામ

ટ્રેનમાં ફર્સ્ટ કલાસનો ડબો સુખ, સગવડ અને શોભાની દૃષ્ટિએ જેમ ત્રીજા વર્ગના ડબાથી નોખો તરી આવે છે, તેમ આ બને વર્ગના ઉતારુઓ પણ પોશાક, રીતભાત અને પ્રભાવમાં પરસ્પરથી નિરાળા હોય છે અને તેથી જ ફર્સ્ટ કલાસના ડબામાં જ્યારે ત્રીજા વર્ગના ઉતારુના લેબાશવાળો એક વૃદ્ધ આદમી ચઢ્યો ત્યારે અપ-ટુ-ડેટ પોશાકમા સજ્જ એન્જિનિયર રમણુલાલ આશ્ચર્ય અને કુતૂહલથી તેને નીરખી રહ્યા. તેનો મેલો માદરપાટનો ઝભ્ભો, તેની મોટી કિનારનુ ખેરભરેલુ જાડુ ધોતિયુ, તેના બરછટ ચામડાનાં બેડોળ ચંપલ, ખભે તેનો લાલ રગનો ભારે થેલો અને હાથમાં ચોપડાના આકારની પૂરા કદના કાગળની મોટી નોટબૂક ...

આ જોતાં રમણુલાલને ઘડીભર થયુ કે ત્રીજા વર્ગના ડબામાં જગાના અભાવે યા તો ભૂલથી ખુદાબક્ષ મુસાફર તરીકે તે આ ફર્સ્ટ કલાસના ડબામાં ચડી બેઠા હશે. પરંતુ ત્યા તો ટિકિટચેકર આવતાં જ્યારે આ મુસાફરે ફર્સ્ટ કલાસનો પાસ કાઢી બતાવ્યો ત્યારે તેના વિષે કરેલા અનુમાનો તદ્દન ખોટા હતા એ રમણુલાલને તરત સમજાઈ ગયુ. ટિકિટચેકરના ગયા પછી આ મુસાફરે તેના લાલ થેલામાથી નાની નાની પોટલીઓ અને તાબાનો એક મોટો કળશિયો તથા પિત્તળનો પ્યાલો કાઢીને સ્ટેન્ડર પર ગોઠવી દીધાં પોતે પેલી મોટી નોટબૂક ઉઘાડી ઊધુ ઘાલીને લખવુ શરૂ કરી દીધુ

રમણુલાલ એ વિચિત્ર દેખાતા વૃદ્ધ તરફ જોઈ રહ્યા હતા ઘડીકમાં તેના ચિંથરિયા સમાન તરફ તો ઘડીકમાં તેના તરફ તે નજર કરતા હતા. તેનો સામાન અને તેનો સીનો ફર્સ્ટ ક્લાસના સ્વચ્છ–સુઘડ વાતાવરણમા વિસવાદી લાગતો હતો થોડીવાર પછી એ વૃદ્ધ તેની નોટબૂક સીટ પર મૂકીને ટોઈલેટમા ગયો એ વખતે રમણુલાલે તરત ઊઠીને એ નોટબૂક ઉપર જલદી નજર ફેરવી લીધી. નોટબૂકનાં પાનાં કીડી જેવા ઝીણા અક્ષરે લાલ શાહીમા એક જ શબ્દથી ભર્યાં હતા .. રામ....રામ . રામ . અને રામનામ વાંચીને રમણુલાલની આ વૃદ્ધ પુરુષ વિશેની જિજ્ઞાસા ઓર વધી, તેના પ્રત્યેની અગાઉની સૂગ અને અણગમો ઓછાં થયાં અને તેની ચીજ–વસ્તુ જોવાની પોતાની અનુચિત ચેષ્ટા માટે કંઈક શરમ પણ અનુભવી ત્યાં વૃધ્ધ પુરુષ ટોઈલેટમાંથી બહાર આવ્યો અને નોટબુ- ફરી ફરી લખવુ શરૂ કર્યું રમણુલાલને તેની સાથે વાત કરવાની ઈચ્છા થઈ પરતુ ઉચ્ચ વર્ગનુ એક દુ ખ એ છે કે અજાણ્યા અને અદના આદમી સાથે તે એકદમ વાત કરી શકતો નથી કલાકો સુધી સાથે રહેવા છતાં તેનુ મૌન તૂટતુ નથી તેનુ મન તે ખુલ્લુ કરી શકતો નથી. હૃદય ઇચ્છતુ હતું વાત કરવા પરતુ મન તેને રોકતુ હતુ ત્યા તો પેલા વૃદ્ધ પુરુષે લખવુ બધ કર્યું અને રમણુલાલને પૂછ્યુ આપ ક્યા સુધી જાઓ છો ?' અને આ પુરુષના આ એક જ પ્રશ્ને રમણુલાલની જીભ પરના તાળાને ઉઘાડી દીધુ, પછી તો રમણુલાલે અનેક પ્રશ્નો પૂછીને તેના જીવન વિષે જે માહિતી મેળવી તેથી તો

તેમને ઊલટું વધારે આશ્ચર્ય થયું. તે વિચારવા માંડ્યો : 'અજબ છે આ નિવૃત ! રેલવે અમલદાર. કહે છે પાંત્રીસ વર્ષ સુધી તો તેણે રોજ દારૂ પીધો છે. એક પણ રાત એવી ન હોય જ્યારે તે નશામાં ચકચૂર ન હોય. પરંતુ આ તો તેના જીવનની એકબાજુ થઈ. એ બાજુ જોઈને તેના પ્રત્યે અવશ્ય તિરસ્કાર છૂટે.. પરંતુ તેના જીવનની બીજી બાજુ પણ હતી.

દરરોજ વહેલા પરોઢિયે બે કલાક ભજનો ગાય. પરોઢિયે પ્રભુભજન અને રાતે શરાબપાન ! કેવું વિચિત્ર વિષંવાદી–વિરોધભાસી જીવન ! .' રમણુલાલની વિચારધારા ચાલી રહી હતી પેલા વૃધ્ધ પુરુષનું 'રામનામ'નું લેખન ચાલી રહ્યું હતું. રમણુલાલ તેના જીવનને સમજવા મચી રહ્યા હતા. તેમનું મન વિચારી રહ્યું હતું 'અને કહે છે કે એક દિવસ મિત્રને ત્યાં સત્યનારાયણુની કથા સાંભળવા ગયેલો ત્યાં રાતે રોજની આદત પ્રમાણે શરાબ પીધો અને સવારે ઊઠીને ભજન ગાતી વખતે આંખમાં આંસુ આવ્યાં. સત્યનારાયણુની કથા વખતે પણ શરાબ ? બસ ! આ એક જ વિચાર અને આ વિચારે તેનું સમગ્ર માનસ પલટી નાખ્યું ને ત્રીસ–પાંત્રીસ વર્ષ સુધી શરાબ પીનાર અઠંગ શરાબી શરાબની બાટલીને તોડી નાખે છે અને શરૂ કરે છે : 'રામનામ'નો જાપ '

ટ્રેન પૂર વેગથી દોડી રહી હતી. એટલી જ ગતિથી રમણુલાલના મગજમા વિચારો દોડી રહ્યા હતા મવસાત વીતી ગઈ હતી રમણુલાલ આખ મીચીને સૂતા હતા પરંતુ ઊંઘ આવતી ન હતી. પેલો વૃદ્ધ પુરુષ હજી 'રામનામ' લખી રહ્યો હતો.

## બા !

લાંબી શ્વેત મૂછ–દાઢી અને બાંધી કાઠીવાળા અજિતરાય આજે વૃદ્ધાવસ્થાને આરે પહોચ્યા છે અને પોતાની ત્રણ પેઢીનો વસ્તાર-વડીલો ફૂલેલોફાલેલો જોઈ શકયા છે, છતા પાચ દાયકા પહેલા સ્વર્ગે સિધાવેલી પોતાની માતાને વીસરી શકતા નથી અને તેથી જ રોજ પ્રાત પ્રાર્થનામા તેને અંજલિ આપે છે. ‘માતાને સાચી ઉપમા દઈ ના શકાય માતા તણા ઋણ તણી નહિ ફેડ થાય, માતાની યાદથી મને બહુ હર્ષ થાય ’

અને જાણે પોતે હજી નાના બાળ હોય અને માનો ખોળો ખૂદતા હોય એવા ભાવથી ગણગણે છે ‘બા! બા! બા!’ અને એકાક્ષરી ઉચ્ચાર તેમના ઊર્મિતંત્રના બધા તાર ઝણઝણાવી મૂકે છે એમના મનોચક્ષુ સમક્ષ બાનુ ચિત્ર ખડુ થાય છે. અમી વરસાવતી બે મોટી આખો, વિશાળ કપાળ, કપાળમા સૌભાગ્યનો મોટો ગોળ કુમકુમ ચાદલો, સદાય હસતુ અને સામાને આવકારતું ચદ્રમા જેવુ ગોરુ વદન, કસાયલી તદુરસ્ત કાયા અને સ્નેહાળ, કામગારો અને કામણગારો સ્વભાવ .

આ સાથે પોતાની બાલ્યાવસ્થા સાકાર બને છે અને પેલા 'આલબેલ'ના કવિએ ગાયું છે ને ?

'ને વસ્તારી અમકુલ સંહી, બા, તુ જ્યારે પધારી,
ના રાજ્ઞી થૈ, નવવધૂ બની, ફક્ત સેવા સ્વીકારી.

તે પ્રમાણે માતાએ ચંદનની જેમ પોતાની જાતને ઘસીને બહોળા કુટુંબમાં સુખની જે સુવાસ પ્રસરાવી તેના પ્રસંગો સ્મૃતિમાં સળવળે છે· પેશાબથી ભીની થયેલી પથારીમાં પોતે સૂવે અને અમને કોરામાં સુવાડે. રખેને ! અમારા પેટમાં ભાર રહે અને અમે માંદા પડીએ એ બીકે તે બી બીને ખાય અને અડધી ભૂખી પણ રહે અમારા મળમૂત્રથી તેની સાડી બગડે તો તેના મુખ ઉપરનો ભાવ બોલી ઊઠે–' ધોઈને સાફ કરેલા સાડલાને મેલો કરનાર ખોળાનો ખૂંદનાર દો ને'–યા પેલા દુષ્યન્તના વચનને ચરિતાર્થ કરતી જણાય–धन्यस्तदंग रजसा मलिनी भवन्ति

(ધન્ય હોય તે જ એવા બાળકના અંગની ધૂળથી મલિન થાય છે). ઘરમાં બધાંને પહેલાં ખવડાવે અને પોતે છેલ્લી ખાય, ઘરમાં બાપનો, દાદાનો, દાદીનો સૌનો તાપ સહે, સૌની સેવા કરે અને આખા ઘરનો બોજ ઉપાડે...'

અને અજિતરાય ગદ્ગદ સ્વરે બોલી ઊઠે છે·' ખરે બા ! અમારું લાલનપાલન અને પોષણ કરવામાં અને આપણા કુળ, ન્યાત, જાત અને સમાજમા ઊજળુ રાખવામાં કેવાં કષ્ટો વેઠયા છે ?' અને એ બધાની યાદ તાજી થતા

અજિતરાયનું માથું પૂજ્ય ભાવથી નમી પડે છે તે વિચારે છે : બા ! તું ઈશ્વરની કેટલી નજીક? જીવ જેવા જીવને જન્મ દેનારી જનેતા એ શું ઈશ્વરી અંશ નથી ?' અને અજિતરાય 'બા'મા ઈશ્વરનુ દર્શન કરે છે. તેમની દૃષ્ટિએ સકળ ગ્રંથો, સકળ તીર્થો અને સકળ વિશ્વ 'બા'માં સમાઈ ગયેલુ છે અને તેથી જ ફરી પેલા 'આલબેલ'ના કવિની વાણીમાં કહે છે · ' મોડી મોડી ખબર પડી, બા તુ જ છો જ્યોતિધામ !' વળી, અજિતરાય શ્રીકૃષ્ણનો દાખલો આપીને કહે છે જ્યારે ગુરુએ કૃષ્ણને વરદાન માગવા કહ્યું ત્યારે કૃષ્ણે વરદાન માગ્યુ કે જીવુ ત્યા સુધી માના હાથની રસોઈ ખાવા મળે આમ શ્રીકૃષ્ણ પણ માને અને માના હાથની રસોઈને ઝંખે છે.' અને પછી ઉમેરે છે : કલાપીએ તો ગૃહિણીને દિલની માતા થવાનુ કહ્યું છે. ગૃહિણીદેવી તું દિલની માતા પણ થજે !'–અને ગાંધીજી કસ્તૂરબાને 'બા'જ કહેતા હતા ને ? અરે ! આપણા મનુ-મહારાજે કહ્યુ જ છે ને કે એક હજાર પિતા કરતાં એક માતાનુ ગૌરવ વધારે છે ! '

અંતમા અજિતરાય માનુ ગૌરવ વ્યકત કરતા ઉદ્ગારો કાઢે છે 'ઈશ્વરની જેમ બા પણ એક જ હોય એની જોડ ન હોય જનનીની જોડ સખી નવ જડે રે લોલ '



# રાજા–મહારાજા !

ઘરના સુખી અને ગામના મુખી વયોવૃદ્ધ પટેલ આશા-કાકાએ એ હકીકત સર્વાંશે અને સહર્ષ સ્વીકારી કે આઝાદ ભારતમાં સ્વર્ગસ્થ સરદાર પટેલના પ્રતાપથી રાજા–મહારાજા શેષ થઈ ગયા, એમનાં રાજપાટ ખલાસ થયાં, એમની સત્તા છીનવાઈ ગઈ, અને તેઓ માત્ર સામાન્ય નાગરિક બની ગયા. પરંતુ સાથોસાથ સખેદ કહ્યુ · ' છતા સમાજમાં હજી એક એવી રાજાશાહી જડ ઘાલીને પડેલી છે જેને નિર્મૂળ કરવી મુશ્કેલ છે ' આશાકાકાએ ' રાજાશાહી ' શબ્દ પર ખાસ ભાર મૂકયો.

એમના એ ભારનુ રહસ્ય અમારાથી સમજાયુ નહિ એટલે અમોએ પૂછ્યુ 'તમે કઈ રાજાશાહીની વાત કરો છો ? કાકા !' આશાકાકાએ કોયડાવાળી ઉચ્ચારતા કહ્યુ · 'આ રાજાશાહીમા એક માણુસ પૃથ્વી પર વસે છે અને બીજો રાજા સ્વર્ગમા રહીને પૃથ્વી પર પોતાની આણ વરતાવે છે..' અને પછી એમના દાત પડી ગયેલા બોખલા મોં પર ગભીર ભાવ આણુતા બોલ્યા 'ઓળખ્યા એ બે રાજાઓને ? અમોએ નકારમા માથુ ધૂણાવ્યુ' એટલે તેમણે ઘટસ્ફોટ કરતાં કહ્યુ · ' તો સાભળો એક

જમાઈરાજ અને બીજો યમરાજ. સરદારે ભલે બીજા બધા રાજાઓના મુગટ ઉતારી લીધા હોય પરંતુ આ બન્ને રાજાઓનું રાજ્ય યાવત્ચન્દ્રદિવાકરૌ રહેવાને સર્જાયું છે.

ચાર પુત્રીઓના પિતા આશાકાકાએ જમાઈને જમાઈરાજ શા માટે કહ્યા તે સમજતાં હવે અમોને વાર ન લાગી. કારણકે વર્ષોથી અમે એમના નિકટ પરિચયમાં છીએ અને તેથી તેમના કુટુંબજીવનથી સંપૂર્ણ વાકેફ છીએ. તેમની પહેલી ત્રણ પુત્રીઓની જેમ છેલ્લી પુત્રી માટે જમાઈ શોધવા તેમણે શું શું કર્યું ન હતું? કેવી દોડાદોડી કરી હતી? કેટકેટલા છોકરાઓના માબાપને મળ્યા હતા? બધાને કેવા માથા પર બેસાડીને ફર્યા હતા? કેવી ખુશામત કરી હતી? કેવી આજીજી કરી હતી? અને છેવટે જ્યારે જમાઈ મળ્યા હતા ત્યારે તેમને ફરી એકવાર સમજાયુ હતું કે એ માત્ર જમાઈ ન હતા જમાઈરાજ હતા. કારણકે. એક રાજવીને છાજે તેવા માન, મોભો અને મરતબો માગતા હતા જમાઈરાજ બનતા પહેલાં તેમણે શ્વસૂર પાસેથી પંદર હજાર રૂપિયાનું નજરાણું છોડાવ્યુ હતું: એટલું જ નહિ પરંતુ લગ્ન પછી એમના પરણિત જીવનની બધી જરૂરિયાતો શ્વસુરે સંતોષવી પડતી હતી એમનાં ગૃહસંસાર માટે વાસણ-કૂસણ. લુગડાંલત્તા. દરદાગીના. અનાજપાણી. અરે! અથાણાં અને મસાલા સુદ્ધા પૂરા પાડવાં પડતાં હતા.

અને જ્યારે શ્વસુરગૃહે તેમની પધરામણી થતી ત્યારે

'પધારો' 'પધારો' આવકારવચનથી તેમનો લાલજાજમી સત્કાર (Red Car pet Reception) થતો. પેલા કવિએ (સ્વ. બોટાદકરે) ભલે ગાયુ હોય :

'અખંડિત પ્રેમને બન્ધુ ! જરૂર શું હોય આદરની ?
'પધારો', આવજો, બેસો'–વૃથા એ વાદ શા સારુ ?
'પધારે', એમ કહેવાથી, પધારે તે પધાર્યા ના;
નિમંત્રણ પ્રેમીને શાનાં ? અનાદર પ્રેમીને શાનો ?

પરંતુ આશાકાકાના જમાઇરાજ માટે આવું ન ચાલે એમને જો કહીએ કે નિમંત્રણ સ્નેહીઓને શાનાં ? ભલે આવે, ભલે જાય, તો તો રિસાઈ જાય, રૂઠી જાય અને ઊઠીને ચાલતી પકડે. એટલે એમનો આદર અને આવકાર બાદશાહી ઢબે કરવો જ રહ્યો; કારણકે તેને પોતાનો જન્મ-સિધ્ધ અબાધિત અધિકાર લેખે છે

અને ભૂલેચૂકે જો એમના એ અધિકારની યત્કિંચિત અવગણના થઇ તો તો પછી આવી જ બન્યુ સમજો. જમાઈરાજ ક્યારે જમરાજ થઈ બેસે તે કહેવાય નહિ. ચાર ચાર જમાઇરાજોનો પૂરો અનુભવ કરી ચૂકેલા અને એમનાથી છેક ગળા સુધી ધરાઈ ચૂકેલા આશાકાકાના શબ્દોમાં કહીએ તો–'જમરાજ તો સારો કે એક જ વખત જીવ લે, પણ જમાઈરાજ તો જીવે ત્યાં સુધી તાવે.' અને છેલ્લે આશાકાકાનો એ હમેશનો પડકાર યાદ કરવો જ રહ્યો . 'પાકશે કોઇ સરદાર જે આ જમાઈરાજને વશ કરે ?'



# વહુઘેલો

'મારા જેવી રૂપાળી પત્ની છે બીજા કોઈને?' એવુ પંકજના મનમાં અભિમાન હતું અને આવી સુંદર પત્નીના સ્વામી થવા બદ્દલ તે પોતાને સદ્‌ભાગી માનતો અને 'એ તો શક્તિ છે શક્તિ, એનાં પગલાંથી મારુ નસીબ ખીલ્યુ' એમ કહીને તેના પડતા બોલ ઝીલવા તૈયાર રહેતો ઘરમાં તેની મા, બહેન યા બાપ કોઈ વસ્તુ મંગાવે તો તે લાવતા વાર લગાડે પરંતુ જો પોતાની પત્ની કોઈ વસ્તુ માટે માત્ર ઇશારો યા ઇચ્છા વ્યક્ત કરે તો તરત જ એ વસ્તુ હાજર થઈ જતી એ દિવસે અને ઘડીએ. મા, બાપ બહેન તેની હાજરીમા તો કંઈ ન બોલતા પરંતુ પાછળ તેમના હૃદયની લાગણી દર્શાવતાં: 'જોયુ! વહુરાણી પાણી માગે ત્યારે દૂધ હાજર કરે છે'

આનો અર્થ એ ન હતો કે મા-બાપને વહુની ઈર્ષ્યા થતી વાસ્તવમા તે વહુને જોઈને હરખાતા કારણકે, વહુ જેવી રૂપાળી હતી તેવી ગુણવાન પણ હતી. સાસુ-

સસરાને તે પોતાનાં માબાપ ગણતી અને નાની નણંદીને જરાય ઓછું આવવા ન દેતી. એટલું જ નહિ પરંતુ પોતાને માટે જો કોઈ વસ્તુ ઘરમાં આવતી તો તે તરત પોતાના પતિને કહેતી : 'પહેલા બા, બાપા અને બહેન અને પછી હું.'

આથી તો પંકજને તેના પ્રત્યે ઘણું માન વધી ગયું હતું 'પોતાની પત્ની બોલે એ પરમેશ્વર બોલે' એમ તે માનતો થઇ ગયો હતો. અને પોતાની પત્નીને વધારેમાં વધારે સુખ કેમ મળે તેના જ વિચાર કર્યા કરતો. તે પોતાની પત્નીને જ્યારે વાસણ માજતી, કપડા ધોતી, અનાજ સાફ કરતી અને ઘરનુ બીજું બધુ કામ કરતી જોતો ત્યારે તે કહેતો. 'તું હઠ છોડી દે. મને ઘરમાં નોકર રાખવા દે. તારું આ કોમળ શરીર આવી મહેનત કરવા માટે નથી ' જવાબમા પત્ની કહેતી · 'મહેનતથી શરીર તંદુરસ્ત રહે છે અને ઘરનુ કામ કરવા માટે નોકરોની શી જરૂર ?' પંકજ ઘણી દલીલો કરતો પણ પત્ની ન માનતી તે ન જ માનતી.

અરે! પંકજ તેને ઘરમાં સારી સાડીઓ પહેરવા રોજ આગ્રહ કરતો, પરંતુ 'ઘરમાં તો સાંધાવાળી અને થીગડાંવાળી સાડી પણ ચાલે. ત્રેવડ ત્રીજો ભાઇ છે.' કહીને તે જુની સસ્તી સાડીઓ પહેરતી અને બહાર ફરવા જતી ત્યારે જ સારી પણ સાદી સાડી પહેરતી પરંતુ પંકજને તે સાડી પસંદ પડતી નહિ. 'રેશમી સાડી તેને કેવી સરસ દીપે છે' કહીને કબાટમાંથી પોતે જાતે

પસંદ કરીને સાડી કાઢતો અને પત્નીને પહેરાવતો અને ક્યાંય સુધી તેની સામે જોઈ રહેતો. પત્ની શરમાઈને નીચે જોઈ જતી.

નવરાત્રિનુ પર્વ શરૂ થઈ ચૂકયુ હતું. પત્ની રાત્રે ગરબા ગાવા જતી હતી. પંકજ તેને માટે નવી મોંઘી રેશમી સાડીઓ લાવ્યો હતો. અને અમુક રાતે અમુક જાતની સાડી પહેરવી એ પણ તેણે નક્કી કરી નાખ્યુ હતું એટલુ જ નહિ પરંતુ ગરબા ગાતાં ઠેસ ન વાગે, થાક ન લાગે હાંફ ન ચઢે શરીર ન દુ.ખે તે જોવા ખાસ આગ્રહ કરતો. જાણે તે કહેતો ન હોય.

ગોરી મોરી આછા સાળુ પહેરો જો
પરબતડી ભીડો તો દીસો પાતળાં રે લોલ
ગોરી મોરી હળવે કૂદડી ફરજો રે
ફરડીઆ ચડશે ને થાશો આકળાં રે લોલ.
ગોરી મોરી હળવે તાળી પાડો જો
હાથડીઆ ચમચમશે ખંભા દુંખશે રે લોલ

અને તેથી જ પંકજ 'વહુઘેલો તરીકે પંકાઇ ગયો હતો'



# દીકરો–દીકરી

મગનલાલને ન તો લક્ષ્મી વરી છે. ન તો કોઈ કીર્તિ અને છતાં લોકો તેમને ભાગ્યશાળી ગણે છે, તેનું કારણ માત્ર એ છે કે તેમના ઘરે દીકરા છે. ‘દીકરા તો દેવને ય દોહ્યલા’ એમ કહીને સાખ પાડોશી ગંગા ડોસી તો કેટલી ય વાર મગનલાલની પત્નીને એમના ઉજ્જવળ માતૃત્વને અંજલિ આપે છે ‘બાઈ! પેલા ભવમાં તમે કંઈ આકરાં તપ કર્યાં હશે તે આ ભવે તમારી કુખે પાંડવ જેવા પાંચ દીકરા જન્મ્યા’ અને પછી પુત્રની માતા કેવી સુખી હોય છે તેની ચર્ચા કરતાં ‘છોકરાની માને બધી વાતે નિરાંત ન એનું માથું ઓળવાની કે ચોટલા બાંધવાની પંચાત છોકરો નાગો ફરે, ગમે ત્યાં રખડે–રઝળે, રાત્રે ઘરે વહેલો મોડો આવે તો ય ન એની ફિકર માત્ર એક લંગોટી મારે તો પણ એને ચાલે અરે! ભીખ માગે તો પણ એ વાતની કાંઈ નાનમ નહિ છોકરાની જાત છે ને!’

અને પોતે પાંચ પુત્રોની માતા છે એ વાતનું મગનલાલની પત્નીને અભિમાન પણ હતું. અને અભિમાન કેમ ન હોય ? એ મોટા દીકરાઓની વહુઓએ ઘરનો બધો જ બોજ ઉપાડી લીધો છે અને પોતાને તો હીચકે બેસીને માત્ર હુકમો જ છોડવાના હોય છે તે ઘણીવાર ગંભીર ભાવે કહે છે 'અમે ઘણા દા'ડા દુઃખ વેઠ્યું : ઘર અને છોકરા માટે જાત તોડવામાં કંઈ બાકી નથી રાખી' હવેય સુખનો વારો ન આવે ? એ તો પહેલાં દુઃખ તો પછી સુખ. જગતનો એ નિયમ છે..' અને ઘરમા મગનલાલની પત્નીના પડતા બોલ જીલાય છે એટલુ જ નહિ પરંતુ એમની જ્ઞાતિમાં આજે તેમનો ભાવ વધી ગયો છે. તેમના બીજા ત્રણ છોકરા હજી તો ભણે છે ત્યાં તો સારી સારી કન્યાઓનાં માગાં ઉપરા-ઉપરી આવી રહ્યાં છે અને 'રખેને છોકરા ક્યાંક ઝડપાઈ જાય' એમ માનીને કન્યા પક્ષવાળાં એમના ઘરના ઓટલા ઘસી રહ્યા છે પરંતુ પેલા 'પુરવઠો અને માગ'ના નિયમ પ્રમાણે મગનલાલે અને તેમની પત્નીએ પોતાના છોકરાંઓના ભાવ આસમાને ચડાવી દીધા છે, અને ગંગા ડોસી એમની પીઠ થાબડી કહે છે 'બાપ! દીકરા તો દેવનેય દોયલા એમ છોકરાં થોડા કંઈ રસ્તામા પડ્યા છે .'

અને બીજી બાજુ પેલા છગનલાલને છ દીકરીઓ છે, એકએકથી ચઢિયાતી-રૂપરૂપનો અંબાર, ભણેલીગણેલી, શાણી, સંસ્કારી અને છતાય પેલી કહેવત પ્રમાણે 'બાઈ!

૫

તું અજવાળી છતાં રાત કહેવાય' એવી આજે એમની સ્થિતિ છે. છગનલાલ મધ્યમવર્ગના માણસ છે છતા છોકરીઓને છોકરા માનીને લાડકોડથી ઉછેરી છે, પરંતુ 'દીકરી એ તો પારકું ધન એ ધન, યોગ્ય હાથમાં સોપવું રહ્યું' એમ કહીને આજે તે પોતાની ઉંમરલાયક લગ્નયોગ્ય દીકરીઓનાં ધનને માટે 'યોગ્ય હાથ' શોધવા આકાશપાતાળ એક કરી રહ્યા છે. જિંદગીમા ક્યાંય કદી ન દર્શાવી હોય એવી લાચારી તેમની વાણીમાં અને તેમના વર્તનમા વ્યક્ત થાય છે. પોતાની પુત્રીઓ કોઈ પ્રદર્શનની ચીજ હોય તેમ કેટલાય સમક્ષ પરીક્ષાર્થે રજૂ કરવી પડે છે, અને પછી ઓશિયાળા વદને છગનલાલ કહે છે · 'મારી મોટી બે દીકરીઓ બી. એ છે, સગીત, નૃત્ય, ભરત, સીવણ જાણે છે.' અને પછી કાચના કબાટ તરફ આંગળી ચીંધી કહે છે · 'જુઓ! મારી દીકરીઓએ જીતેલા આ બધાં ઈનામો ' પરતુ છોકરાવાળા મા-બાપને એ ઈનામોમા રસ જણાતો નથી. 'ઠીક હવે, એ તો સમજ્યા, મારા ભાઈ' એવો ઠડો ભાવ પ્રદર્શિત કરે છે. છેવટે છગનલાલની પત્ની દીન વદને કહે છે . 'મારે તો દીકરી દઈને દીકરા લેવા છે'

પરતુ દીકરાના ઊંચા 'દામ' સાંભળીને તેમનુ મન વ્યથાપૂર્વક બોલી ઊઠે છેઃ 'દુહિતા ન ભલી એક.........'



# બે આત્મા

એનુ નામ હતુ આશા અને આશાની બધી આશાઓ પરિપૂર્ણ થઈ હતી. નાનપણથી જ વિદ્યા પ્રત્યે ઊડી અભિરુચિ એટલે આજે તે ઊચી વિદ્યા પ્રાપ્ત કરીને વિદૂષી બની શકી હતી વર અને ઘર પણ મનગમતાં મળ્યા હતાં ગર્ભશ્રીમત બેરિસ્ટરની તે વહાલસોયી પત્ની બની હતી રૂપ, યૌવન, તદુરસ્તી, વિદ્યા, ધન . પ્રેમાળ પતિ. બધુ જ આશાને મળ્યુ હતુ જીવનમા કોઈ વાતની ઊણપ–ઓછપ લાગતી ન હતી સુખમાં દિવસો વહી રહ્યા હતા

દાપત્યજીવનના દસ વર્ષ વહી ગયા આ એક દાયકામા તો આશા ઘણી બદલાઈ ગઈ તેને તેનુ જીવન સુવાસ વગરના ફૂલ જેવુ લાગતુ હતુ. રૂપ અને યૌવન પર રોષ છૂટતો હતો. આશા દિનપ્રતિદિન નિરાશ બનતી જતી હતી.

પ્રેમાળ પતિ ઘણીવાર પૂછતો ‘ આશા ! આ શુ ?’ અને આશા જવાબમા ધ્રૂસકે ધ્રૂસકે રડી પડતી. પતિથી આ

દૃશ્ય જોઈ ન શકાતું. તે તેના માથે હાથ ફેરવી સ્નેહથી કહેતો. 'આશા ! ઓ મારી આશા ! તારી આંખમાં આંસુ? તારા આંસુ જોઉં છું ને મારું હૃદય ચીરાઈ જાય છે...' આથી તો આશા વધુ રડતી અને ગદ્‌ગદ્ સ્વરે કહે: 'વહાલા ! હવે હું તમારી આશા રહી નથી '

રાત્રિ આમ જ વીતતી. દિવસ દિવસનુ કામ કર્યે જતો હતો આશાને હરપળે કોઈક ખોટ સાલે છે. ઘરના કોઈ પણ કામમા તેનુ ચિત્ત ચોંટતું નથી. સારા વસ્ત્રો, અલકારો પહેરવાનું યા બહાર હરવા-ફરવા જવાનુ તેને ગમતું નથી. કોઈની સાથે વાત કરવાનું, ઊઠવા-બેસવાનુ મન થતું નથી જુવાની તેને ભારરૂપ જણાય છે. રૂપ તેને ડંખે છે. જીવતર ઝેતરું જણાય છે. આશા પૂર્ણ નિરાશ બને છે.

એક રાત્રે તે ઘર છોડી જાય છે અને જઈ પહોંચે છે દૂર દૂર દરિયાકાંઠે. આખુ જગત સુતું છે. દરિયાકાઠે ઓચિંતા બે આત્મા ભેગા થાય છે. આ બને આત્મા જીવનથી કટાળી ગયા છે. બને દુખી છે પરતુ બનેના દુખ જુદા છે. એક કહે છે 'છ છૈયાની હું રાંડીરાડ મા. ગરમાં બટકુ રોટલો ય ન મળે, બૂન ! છોકરાઓનુ દુખ મારાથી જોયુ જતુ નથી' બીજો આત્મા બોલે છે 'બહેન ! હુ વાંઝણી છું. તારુ એકાદ છોકરુ આપી મારો ખોળો ન ભરે ?'



# લાલપુરથી મેંમઈ

પરભુરામે એમના સાઠ વર્ષના જીવનમા ઘણી લીલીસૂકી જોઈ હતી પરતુ કદી લાલપુરની સીમ છોડેલી નહિ. ભેસો, બળદ, કૂવો અને ખેતર–એ એમની દુનિયા. ધરતી સાથે એમને પ્રીત ધરતીમા ધાન્ય ઉગાડે અને જીવન ધન્ય સમજે ખાવા રોટલો, રહેવા છાપરુ અને પહેરવા ગામના ઢેડની વણેલી જાડી પછેડી આ એમના જીવનની જરૂરિયાતો, એટલે લાલપુર ગામનુ પાદર છોડવાનો કદી પ્રસગ ઊભો નહિ થયેલો પરતુ સ્વરાજ્ય આવ્યા પછી ગામડાનૂ જીવન બદલાયુ ગામનો ખેડૂત એના ગામ અને સીમથી દૂર દૂર નજર નાખતો થયો. ખેતીની નવી રીત અને નવા ઓજારોનો પ્રચાર થયો પરભુરામ પણ આ નવા પ્રવાહમા ખેચાયા. અરે ! દેશમા થઈ રહેલા નવનિર્માણને નિહાળવા આખા દેશના પ્રવાસ માટે નીકળેલી પેલી 'ખેડૂત સ્પેશિયલ'માં પરભુરામ પણ જોડાયેલા એ વખતે એમના ગામના રીટાયર્ડ માસ્તરે તેમને ઘરે જઈને

ખાસ આગ્રહપૂર્વક કહેલું: 'મારો બિહારી મુંબઈમાં બેરિસ્ટર છે. લો આ એનું સરનામું. જરૂર મળવા જજો.' અને ગામના માણસને તો ચાહીને મળવું એમ હંમેશાં માનનારા પરશુરામે વાતને તરત વધાવી લેતાં કહેલું' 'મેંમઈ જઉં અને તમારા બિહારીને ના મળું એ રસ્યામ બને? પણ માસ્તર! એક કામ કરો. હું રયો મેંમઈનો અજાણ્યો એટલે તમે ભઈને કાગળ લખી દ્યો, તે મને ઇસ્ટેશને મળે' અને તે મુજબ માસ્તરે પોતાના બેરિસ્ટર પુત્રને પત્ર લખી દીધો હતો. પરભુરામની યાત્રા ફરતી ફરતી છેવટે મુંબઈ આવી અને નક્કી કર્યા પ્રમાણે બેરિસ્ટર પરભુરામને સ્ટેશને જઈ પોતાને બંગલે તેડી લાવ્યા. માથે ઘંટીના પડ જેવડું મોટું ફાળિયું, બદન પર કસો-વાળું અંગરખું, ખભે જાડી પછેડી, પગમાં ગામના ઢેડે સીવેલા જોડા અને હાથમાં મોટી ડાંગ ધારણ કરેલ પ્રચંડ દેહધારી પરભુરામને બિહારીલાલના ઘરના માણસો આશ્ચર્ય, કુતૂહલ અને રમૂજથી નીરખી રહ્યાં–જાણે પરભુરામ કોઈ નવી દુનિયાનું પ્રાણી ન હોય! અરે! તે ઊંચે મોએ પાણી પીતા હતા ત્યારે તેમના ગળામાંથી....ઘટક ...ઘટક.... નીકળેલા અવાજથી અને તેમની ફરફરતી લાંબી મૂછોથી બેરિસ્ટરનાં નાના પુત્રને વધારે રમૂજ થયેલી; અને બેરિ-સ્ટર પોતાના કુટુંબનો પરિચય કરાવે તે પહેલા તો પરભુરામ પોતાની સામે અડધી બાંયનું પહેરણ અને પાટલૂન પહેરીને ઊભેલા નમણા સોહામણા બાળને ટીકી-ટીકીને નિહાળ્યા પછી હરખથી બોલી ઊઠ્યા. 'ઓહો!

બિહારીભાઈ ! આ તમારો પહેલો દીકરો કે ? ઘણો મોટો થઈ ગયો બઈ; અને એ બાળકને ;ખોળામાં બેસાડવા બે હાથ લબાવી બોલવા માડ્યા. ‘આવ દીકરા ! આવ....’ ત્યાં તો બેરિસ્ટરે હસતાં હસતા કહ્યું‘ ‘કાકા ! એ તો મારી દીકરી છે.’ અને પરભુરામના મોં પર મોટુ' પ્રશ્નાર્થ-ચિહ્ન અકાઈ ગયુ. તે કઈ બોલ્યા તો નહિ પણ એમના મનમાં એક કોયડો જરૂર ઊભો થયો ‘ આ મોટુ અચરજ મારુ બેટુ. દીકરો કયો અને દીકરી કઈ એ જ ન હમજાય...’ અને પછી તો પરભુરામ ત્યાં રાતવાસો રહ્યા–પરતુ આખી રાત ઊંઘ્યા નહિ.. માસ્તર ‘બાલીસ્ટર’ દીકરાનુ જીવન અને કુટુબ એમની જૂની આખે નવા તમાસા જેવુ લાગતું હતું. અને મનમા અનેક પ્રશ્નો જન્માવતું હતું ‘માસ્તર તો કૂતરાને અડ્યા હોય તોય આખા ડીલે નાય અને આય મેંમઈમાં ઈમનો બાલીસ્ટર દીકરો ઘરમાં કૂતરાં–બિલાડાં પાળે.. માસ્તરની ગોરાણી બાયડી ઘયડી થઈ પણ હજી લાજમલાજો મૂકતી નથી અને આય બાલીસ્ટરની રાણી અડધી નાગી ફરે છે અને ધાણી ફૂટે ઈમ તડાતડ વાતું કરે છે. ભઈ ! આ હુધારો જબરો, મારો વાલો !.. .’



# વાંકી કમર

સોએક વર્ષ પહેલાંની એ વાત ત્યારે દેશ આઝાદ થયો ન હતો અને પંચવર્ષી યોજનાઓ જેવું કંઈ જ જોયું-જાણ્યું ન હતું પંદરસો ઘરની વસતિવાળું એ નાનું ગામ હતું. ગામડું જ કહોને. કારણકે એની શકલ-કે બદશકલ !-બરાબર ગામડાની હતી ધૂળિયા રસ્તા કાચાં ખોરડા ઉકરડા ...ડામરિયા રસ્તા કે ચમ-દીવડા હજી ત્યાં પહોંચ્યા ન હતા. મોટર તો જોવાય શાની મળે ? અરે ! પંડિત નહેરુનો પેલો શબ્દ-પ્રયોગ વાપરીએ તો ' સાયકલયુગ ' પણ હજી ત્યાં ઊગ્યો ન હતો આવા પછાત ગણાતા ગામમા અને કાળમા એક નમતી સંધ્યાએ એક નિરાધાર કુટુંબે ગામમહાજન સમક્ષ ધા નાખી 'બાપલા ! કરમ ફૂટી ગયા. ગામમા આગ લાગી અને ઘર ફૂંકાઈ ગયું વગડે હેમ પડ્યો અને ઊભો પાક બળી ગયો. થોડા દન દાણા-પાણીનો કંઈક વેત કરી આલો તો કપરા દા'ડા ખેંચી કાઢીએ....'

અને આખા ગામે ભેગા થઈને એ આપદગ્રસ્ત કુટુંબને 'ટીપ' કરી આપી હતી અને એની તૂટેલી કમરને ફરીથી ટટ્ટાર કરી હતી.

ત્યાર પછી તો ઘણા દિન વહી ગયા.. ઘણાં નીર વહી ગયા, દેશ આઝાદ થયો. દેશને આબાદ કરવા પંચ-વર્ષીય યોજના આવી શહેરો ફાલ્યાફૂલ્યા, ગામડાં શહેર ભણી ખેચાયા અને હુય પાચ અક્ષર ભણેલો. મારા પેલા ગામમાથી શહેરના ડામરિયા રસ્તા અને ચમકદીવડાથી અંજાઈને મુબઈ જેવી મહાનરીના માનવસાગરમા ખે ખેચાઈ આવ્યો રોટલો અને ઓટલો મેળવવા તન, મન અને ધન ખરચી નાખ્યાં છેવટે 'જેને ભગવાને દાંત આપ્યા છે તેને ચાવવાનુ મળી રહે છે' એ ન્યાયે રોટલો અને ઓટલો તો મળી ગયા છે પરતુ કમર વાંકી વળી ગઈ છે કોઈક વખત જ્યારે મને સોળ વર્ષ પહેલાની ઉપરની વાત યાદ આવે છે ત્યારે મારી વાંકી વળી ગયેલી કમર ઘડીભર રહેજ ટટ્ટાર થાય છે



# વાંકી કમર

સોએક વર્ષ પહેલાની એ વાત
આઝાદ થયો ન હતો અને પચવર્ષી યો
કઈ જ જોયુ-જાણ્યુ ન હતું. પદરસો ઘર
એ નાનુ ગામ હતું. ગામડું જ કહોને
શકલ-કે બદશકલ !-બરાબર ગામડાની
રસ્તા કાચા ખોરડા ઉકરડા . ડામરિયા
દીવડા હજી ત્યાં પહોંચ્યા ન હતા. મોટર
શાની મળે ? અરે ! પંડિત નહેરુનો પેલો
વાપરીએ તો 'સાયકલયુગ' પણ હજી
હતો. આવા પછાત ગણાતા ગામમા અને
નમતી સધ્યાએ એક નિરાધાર કુટુબે ગામ
ધા નાખી 'બાપલા ! કરમ ફૂટી ગયા.
લાગી અને ઘર ફૂકાઈ ગયુ. વગડે હેમ પ
પાક બળી ગયો. થોડા દન દાણાં-પાણી
કરી આલો તો કપરા દા'ડા ખેચી કાઢીએ

# આધુનિક આઝાદનગર

શહેરની ધમાલથી દૂર દૂર પરાના એકાંત અને શાત વાતાવરણમા નવાં નિર્માણ પામેલા આઝાદનગરમાં પરાગને રહેવાની જગા મળી ગઈ તે એને મન મોટી સિદ્ધિ હતી અને આ સિદ્ધિ માટે તે મગરૂર પણ હતો પોતાને ત્યાં જ્યારે કોઈ મિત્રો યા મહેમાનો આવતા ત્યારે સૌ પ્રથમ તે આઝાદનગરના વખાણ શરૂ કરી દેતો અને તેનાં આકર્ષણોની લાંબી યાદી રજૂ કરતો · 'અહી અમારે ત્યા બધી જ વ્યવસ્થા છે ઘરમાં પાણીના બબ્બે નળ બાળકોને ખેલવાં કૂદવાં માટે મોટું ક્રીડાગણ. પુરુષો અને સ્ત્રીઓ માટે જુદી જુદી રમતગમતોનાં સાધનો સ્વતંત્ર શાળા . પુસ્તકાલય . સગીત, નૃત્ય નાટક વગેરે પ્રવૃત્તિઓ માટે કલામદિર મેળાવડા અને મહેફિલો માટેનો કોમ્યુનિટી હોલ બહેનો માટે સીવણ વર્ગ.. દવાખાનુ, ટેલિફોન બુથ .. શોપિંગ સેન્ટર .. આમ અમારું આઝાદનગર એક આદર્શ અને આકર્ષક કોલાની છે ..'

અને મહેમાનો પણ આ નગરપ્રશંસા સાંભળીને પ્રસન્નતા અનુભવતા અને કહેતા · 'ભાઈ! તમે ભાગ્યશાળી કે આવી સુંદર જગા મળી ગઈ.'

પરાગની નગરપ્રશંસા સામે કદાપિ કોઈએ વિરોધી યા વિસંવાદી સૂર ઉચ્ચાર્યો ન હતો. લગભગ બધા જ 'બહુ સરસ મજાની જગ્યા છે' એવો અહોભાવ વ્યક્ત કરતા હતા.

પરંતુ એક દિવસ એક વિસંવાદી સૂર ઊઠ્યો. દૂરને ગામડેથી પરાગના વૃદ્ધ ફોઈ અતિ આગ્રહ પછી થોડા દિવસ તેને ત્યાં રહેવા આવ્યા હતા પહેલે જ દિવસે પરાગે તેના સ્વભાવ પ્રમાણે તેમની સમક્ષ આઝાદનગરની મુક્ત કંઠે પ્રશંસા કરી. ફોઈએ એ પ્રશંસા કાન માંડીને સાંભળી એ દિવસે તો એ કાંઈ બોલ્યા નહિ, પણ બીજા દિવસે જમવાને વખતે તેમણે પરાગની પત્નીને પૂછ્યું 'વહુ! ગોગ્રાસ અને કૂતવાનું ખાવનું કાઢ્યું?'

પત્ની જાણે કંઈ સમજી ન હોય તેમ પળવાર ડોસી સામે જોઈ રહી અને પછી બોલી · 'ફોઈજી! અમારે અહીં કોઈ ગાય અથવા કૂતરાનું ખાવાનું કાઢતું નથી'

'હે! શું કહે છે? વહુ બેટા! રામ. રામ.' ડોસીએ દુઃખ અને આશ્ચર્ય વ્યક્ત કર્યું અને પછી પોતાના ગામડામાં ઉત્તરાયણના દિવસે પોળે પોળે ઉઘરાણું કરીને રાત્રે કૂતરા માટે તૈયાર કરવામાં આવતો ઘીનો ગરમાગરમ શીરો અને ગાયો માટે એકઠા કરાતા ઘાસના

વચ્ચેથી મહાપ્રયાસે માર્ગ કરીને તે ડબાની અંદર ધસી આવી પરંતુ અંદર તો પગ મૂકવા જેટલીય જગા ન હતી. ઉતારુઓના શરીર એકબીજા સાથે ભીચડાતાં હતાં આ નવા આગંતુક યુવતીઓના અંગ પણ બીજા ઉતારૂઓના અંગ સાથે ભીચડાયાં અને પરસ્રીસ્પર્શને વર્જ્ય ગણતું મારું આર્ય હૃદય આંચકો પામ્યુ, પરંતુ આ શું ? એક યુવતીનુ શરીર મારા શરીર સાથે અથડાઈ રહ્યું હતું અને છતાં એ સ્પર્શ મને વિજાતીય લાગતો જ ન હતો. શું રોજની માનવમેદની વચ્ચે કચડાતા–પીલાતા શરીરની સ્પર્શેન્દ્રિય પણ બુઠ્ઠી બની ગઈ હતી ?



## ‘અમો બે....’

‘અલી એ ! મારે એક વાતે મોટું સુખ છે, હોં સાસુ-સસરા દેશમા રહે છે. જેઠ-જેઠાણી અને દિયેર-દેરાણી જુદા રહે છે. નણદો પરણીને સાસરે ગઈ છે. આમ મારે સાસુ-સસરા, જેઠ-જેઠાણી, દિયેર-દેરાણી કે નણદોની લપ જ ન મળે. મુબઈમા હુ અને મારા એ. બસ, અમે બે લહેર કરીએ છીએ .’

પતિ પાસે થોડાં વર્ષ રહી પહેલી જ વાર પિયેર આવેલી પોતાની યુવાન પુત્રીની તેની સખી સાથેની આ વાતચીત સાંભળીને નર્મદા વિચારમા પડી ગઈ. તેને પોતાનો ભૂતકાળ સાભરી આવ્યો

એક કાળે પોતે પરણીને પહેલી વાર સાસરે ગઈ હતી સાસરામા કુટુબ ઘણુ મોટુ હતું સાસુ-સસરો, જેઠ-જેઠાણી, દિયેર-દેરાણી, નણદનો મોટો પરિવાર હતો. આ પરિવારથી તે અપરિચિત હતી સૌની સાથે તેને અજાણ્યુ-અતડુ લાગતું હતું એ વાત સાચી પરતુ એ પરિવાર તેને કદી પરાયો લાગ્યો ન હતો. એટલુ જ નહિ

પરંતુ થોડા સમયમાં આ પરિવાર સાથે તેને એવી ગાઢ પ્રીત બંધાઈ ગઈ હતી કે જ્યારે તે સાસરેથી પહેલી વાર પોતાના પિયેર ગઈ હતી ત્યારે પોતાના સાસરામાંની દરેક વ્યક્તિ પ્રત્યેની પોતાની આ ગાઢ પ્રીતની વાત પોતાની માતાને કહી હતી. જાણે એ કહેતી ન હોય-

સસરો મારો બોલ્યા જન્મનો બાપ જો,
સાસુ રે બોલ્યા જન્મની માવડી
જેઠ મારો આષાઢીલો મેઘ જો,
જેઠાણી રે ઝબૂકે વાદળ વીજળી.
દે'ર મારો આખલિયાનો છોડ જો,
દેરાણી ચાપલિયા કેરી પાંદડી
નણંદ મારી વાડી માહ્યલી વેલ જો..

આવો હતો કુટુંબ પ્રત્યેનો પ્રેમ આ પ્રેમનાં મીઠાં સ્મરણો વાગોળતી નર્મદા ભૂતકાળમાં રાચી રહી હતી ત્યાં જ પોતાની પુત્રીએ પ્રવેશ કર્યો અને પુત્રીને જોતાં તેને યાદ આવ્યા પેલા શબ્દો: 'મારે સાસુ-સસરો, જેઠ-જેઠાણી, દિયેર-દેરાણી કે નણંદોની લપ જપ ન મળે. હુ અને મારા એ બસ અમે બે...'

અને માતાને શંકા થઈ 'રખેને મારી પુત્રી મને પણ લપ માને!... એને મન તો કુટુંબ એટલે અમો બે' જ ને?....'



# અમારું પ્રભાત !

અમો જ્યારે નાના હતા અને ગામડામાં રહેતા હતા ત્યારે 'કૂકડે કૂક.'નો અવાજ સાભળીને અમારી બા ઊઠી જતી અને ઘટીએ દળવા બેસતી. બા ઘટી દળતી જાય અને પ્રભાતિયાં ગાતી જાય એ ઘટીના 'ઘરરર . ઘરરર .' અવાજથી અને બાના મીઠા કઠમાથી વહેતાં પ્રભાતિયાંથી અમોને વધારે મીઠી અને ગાઢ નિદ્રા આવી જતી અને 'બચુ ! બેટા ! ઊઠ, જો સૂરજ દાદા ઊગ્યા, એમ કહીને બા માથે હાથ ફેરવી અમોને પથારી-માંથી ઊઠાડતી ત્યારે સોનાનો સૂરજ ઊગ્યો હોય એવી પરમ સુખની લાગણીથી અમો બાનો હાથ પકડી ધરતી પર પગ મૂકતા. આ દિવસો યાદ આવે છે ત્યાં તો 'ટનનન ટનનન' કરતુ 'એલાર્મ' ઘડિયાળ ચીસ પાડી ઊઠે છે અને સાથે અમો પણ ચમકીને અમારી પથારીનો ત્યાગ કરીએ છીએ

એ 'એલાર્મ' ઘડિયાળ એ જ અમારો કૂકડો. જૂના જમાનાના અમારા દાદા ઘણીવાર કહે છે

'ભાઈ. આ તમારુ એલાર્મ ઘડિયાળ એના નામ પ્રમાણે આપણને Alarm કરે છે–ચમકાવે છે જ્યારે અમારા વખતમા પ્રભાતની છડી પુકારતો પેલો કૂકડો અમોને Alert કરતો–જાગૃત કરતો. એ સાચા અર્થમા અમોને જાગૃત કરતો.' દાદા 'જાગૃત' શબ્દ ઉપર ખાસ ભાર મૂકે છે. અમો

પણ એમની વાત સ્વીકારીએ છીએ. પરંતુ હવે થાય શું ? એ કૂકડો અહીં લાવવો ક્યાંથી ? અને જો કદાચ ક્યાંક દૂર દૂર હોય તો પણ મુંબઈના વા સાથે વાતુ કરતા અને આકાશને આંબવા મથતા ઉચ્ચ મકાનોની અભેદતા ભેદવાની એના અવાજની ગુંજાશ શી ?

એટલે અમારે મુંબઈગરાઓ માટે તો એલાર્મ ઘડિયાળ એ જ અમારો કૂકડો છે. એની ઘંટડીના રણકારથી જ અમારુ પ્રભાત ઊગે. અને પ્રભાત ઊગે એટલે પ્રભાતિયાં શરૂ થવા જોઈએ. કારણકે, આ તો મીરા, નરસિંહ મહેતા અને ગાંધીજીની ભૂમિ. પણ હવે ફેર એટલો થયો છે કે, એ પ્રભાતિયા–કે પછી પ્રેમગીતો ? આપણને જીવતા કંઠમાથી નહિ પણ કંઠને જીવતા કરતી પેલી જાદુઈ પેટી–'રડિયો'–પાસેથી સાંભળવા મળે છે.

પ્રભાતની ઊંઘને ગાઢ અને મીઠી બનાવતો પેલો ઘંટીનો 'ઘરર્રર ઘરરર' અવાજ તો આજે વર્ષોથી સાંભળ્યો નથી ! અને 'બેટા ! ઊઠ ! જો સૂરજદાદા ઊગ્યા' એવું બાનુ મીઠું વેણ સાંભળવાનો પ્રસંગ અમારાં ભૂલકાં માટે ઊભો થવાની શક્યતા જ નથી, કારણ કે પ્રભાતમા તો શું પણ દિવસમાં એક પણ વાર સૂરજનો પ્રકાશ અમારી આ મુંબઈની ઓરડીમા આવી શકે તેમ નથી. હા, જો સૂરજનુ દર્શન કરવુ હોય તો સૂરજનુ દશ્ય ધરાવતો પેલો ભીંત પર લટકતો અમારો ફોટો મોજૂદ હોય છે !

★

# સંવાદ–વિસંવાદ

'આ રવિવારે તો અમે હોટેલમાં જમ્યા અને પછી રાત્રે 'લિબર્ટી'માં પિકચર જોવા ગયાં . વાહ, શી મઝા આવી ?' કહી બકુલાએ હોટેલની વિવિધ મસાલેદાર અને મિષ્ટ વાનગીઓ, તેની રોનક, તેનુ સુંદર રાચરચીલુ, અને એના બીજા બાદશાહી ઠાઠમાઠથી માંડીને છબીઘર અને તેમા જોયેલા ચિત્રની લાંબી કહાણી તેની પાડોશી સુશીલાને કહી સંભળાવી.

સોમવારે બપોરે જ્યારે બકુલા પોતાને ત્યાં આવે ત્યારે સુશીલા તરત સમજી જતી: હવે શરૂ થશે બકુલા-બેનની રવિવારની રઝળવાની વાત અને બરાબર તેમ જ થતું રવિવારે પોતે કેવી નવી ફેશનના કપડા પહેર્યા, કયાં કયા હર્યા ફર્યા, કઈ હોટલમા જમ્યાં અને કયા થિયેટરમા કયુ પિકચર જોયુ અને રવિવારની કેવી મોજ માણી તેનો રજેરજ હેવાલ રજૂ કરતી, અને પછી બને વચ્ચે વાર્તાલાપ શરૂ થતો.

બકુલા 'અમારે રવિવારે ઘરે રહેવાનુ જ નહિ તેમાં ય સાંજે રસોડુ તો બિલકુલ બંધ કોઈ સારી હોટલમા જમી લેવાનુ અને પછી રાતે પિકચર જોવાનુ, બળ્યુ સુશીલાબેન ! તમને કઈ આવો શોખ જ ન મળે ! અઠવાડિયાના આઠ દિવસ કોણ ચૂલો ફૂંકે ? શુ બૈરાને એક રવિવારે પણ રજા નહિ ?'

સુશીલા : ‘ બહેન ! ઊલટું મારે તો રવિવારે રસોડાનુ કામ વધારે રહે છે બીજા દિવસોએ તો એ નોકરીએ જાય એટલે રોજની ઉતાવળમાં કંઈ બધી રસોઈ બનાવી ન શકાય, પણ રવિવારે રજા હોય એટલે એમને ભાવતું ભોજન બનાવીને જમાડી શકુ અને ઘરનાં બધાં એક સાથે બેસીને જમવાની પણ મઝા આવે.’

બકુલા · ‘ અરે ! સુશીલાબેન ! તમે તો સાવ જૂનવાણી છો. સ્રીને એક રવિવારે જરા નિરાત મળે. એ દિવસે પણ જે બિચારી રસોડામાં ગોંધાઈ રહે તો પછી ઘાંચીની ઘાણીનો બળદ અને એનામા ફેર શો ? . અને પુરુષને ભાવતાં ભોજન હોટલમા કયાં મળતાં નથી ’

સુશીલા પણ બહેન ! હોટેલનો શોખ તો મોઘો પડી જાય. એથી ઊલટું ઘરે ઓછા ખર્ચે મનભાવતી રસોઈ બનાવી શકાય અને બહેન ! ઘર અને હોટેલની કંઈ સરખામણી થઈ શકે ? ઘર એ તો ઘર. વળી મારાં ઘરડાં સાસુ–સસરા આગળ તો હોટેલનુ નામ જ ન લેવાય.’

બકુલા ‘ ઓહો ! એમ સાસુ–સસરાથી ડરી જવાતું હશે કે ? મારે પણ સાસુ–સસરા છે હોં ! અને તેઓ ટકટક તો જરૂર કરે છે, પણ એ તો હવે રોજનુ થઈ પડયુ. એવું રોજ એમનું કોણ સાભળે ?’

સુશીલા ‘ ના બહેન ! એવુ ન ચાલે. અમારે તો સાસુ-સસરાની પૂરી આમન્યા રાખવી પડે. વળી સદ્‌ભાગ્યે મારા સસરા એવા સવાદિયા છે કે એ કહે એ જ રસોઈ

કરવી પડે અને એમનુ નામ અને આપણુ કામ..' કહી સુશીલા પોતાના બાળપણની યાદ તાજી કરી બાળ-સુલભ ભાવે કહેતી. 'બકુલાબહેન ! હુ નાની હતી ત્યારે ગૌરીવ્રત કરતી એ વખતે ગોરમા આગળ માગતી'

ગોરમા ગોરમા રે કથ દેજો,
કહ્યાગરો, તમે મારી ગોરમા છો,
ગોરમા ગોરમા રે સાસુ દેજો,
ભૂખાળવા, તમે મારી ગોરમા છો,
ગોરમા ગોરમા રે સસરા દેજો,
સવાદિયા, તમે મારી ગોરમા છો

'અને બકુલાબહેન માનશો ? મને તો બરાબર માગ્યા પ્રમાણે મળ્યુ છે. સાસુ ભૂખાળવાં છે, સસરા સવાદિયા છે, એટલે એમને માટે ભાવતા ભોજન કરુ છુ અને તેમાથી વધ્યુઘટ્યુ મને મળ્યા કરે છે' અને પછી બકુલા સામે સ્મિત કરીને પૂછતી 'બોલો ! પછી મારે ભાવતાં ભોજન માટે હોટેલમાં શીદને જવુ પડે ભલા ?'

આ સાભળીને બકુલાનુ નાકનુ ટેરવુ ચઢી જતું અને ઉભયના આચાર-વિચારના વિસવાદનો આ સવાદ ત્યા જ વિરમી જતો



# રજાને દિવસે

**પ્હો** ફાટી ન હતી અને સુમન મીઠી નિંદર લઈ રહ્યો હતો ત્યાં તો દૂધવાલા કહીને ભૈયાજીએ તેનુ બારણુ જોશથી ખખડાવ્યુ અને તેની નિંદરમા ભંગ પડ્યો. 'અઠવાડિયામાં એક દિવસ પણ નિરાતે ઊંઘવા ન મળે.' એમ ધૂંધવાતો તે પાછો પથારીમાં પડ્યો અને વહેલી સવારની મદ મદ વહેતી પવનલહરિઓથી એની આખ ફરી મિચાઈ ન મિચાઈ ત્યાં તો છાપાવાળાએ બારણા પર ટકોરા પાડ્યા અને 'હવે તો ઊંઘી રહ્યા!' કહીને સુમને રોષથી ઓશીકુ ફેંકી દીધુ અને છલાગ મારીને પથારીનો ત્યાગ કર્યો તે પ્રભાતકર્મથી પરવારી ચા પીવાની તૈયારી કરતો હતો ત્યાં તો ફરી બારણુ ખખડ્યુ અને 'સાહેબ! કપડા' કહેતોક ધોબી અદર ડોકાયો.

'આ લોકો નિરાંતે ચા-નાસ્તો પણ નહિ કરવા દે...' એમ મનમા ગુસ્સો વ્યક્ત કરતા સુમને ધોબી પાસેથી ધોયેલા કપડા ગણી લીધાં અને બીજા કપડા ધોવા

માટે આપ્યાં ધોબીને પતાવીને તે ચા પીવા બેઠો. પરતુ 'જોયુ ? આ ધોબીની રામાયણમા મારી ચા પણ ઠંડી થઈ ગઈ..' કહેતાક તેણે ચીડાઈને બધી ચા રેડી દીધી અને પછી ટેબલ ઉપર છાપુ શોધવા માડયો. પરતુ છાપુ હોય તો મળે ને ? તેને કયા ખબર હતી કે પેલો ધોબી આવ્યો એ વખતે જ તેના પાડોશીનો નાનો દીકરો છાપુ ઊઠાવી ગયો હતો ટેબલ પર છાપુ ન જોયુ એટલે સુમને અનુમાન કરી લીધુ 'થયુ આજે છાપુ વાચી રહ્યા ! એ તો ઊપડી ગયુ ચાલીમા બધા પાડોશીઓ વાચી રહેશે પછી ફરશે પાછુ !! વાંચવા જેવી હાલતમા પાછુ આવે તો તેમનો ઉપકાર !' એમ અડધો રોષ અને અડધો નિસાસો વ્યક્ત કરીને તે ખુરશીમાં બેસી પડ્યો.

ત્યા તો તેને સ્મરણ થયુ 'સોમવારે પેલા ' નવ સમાજ ' માટે લેખ લખવાનો છે ચ.લ. અત્યારે સવારમા જ લખી નાખુ ' અને તેણે લખવાની તૈયારી કરી પહેલા તો અડધો કલાક તેણે મગજમા વિચાર ગોઠવ્યા, અને પછી હાથમા કલમ લઈ કાગળ ઉપર અક્ષર પાડે છે ત્યા તો બારણે શાકવાળાનો સાદ પડયો તેણે એકદમ ઊભા થઈ જોશથી બારણુ ખોલ્યુ અને ક્રોધાવેશમા કહ્યુ : ' એક મહિના સુધી અહી આવતો નહિ, શાક ખાનારી એના પિયર ગઈ છે ' અને તરત જ તેણે બારણુ ફટ દઈને બધ કરી દીધુ અને ફરી લખવા બેઠો થોડુ લખ્યુ ન લખ્યુ ત્યા તો વળી બારણુ ધમધમી ઊઠયું આ વખતે કેળાવાળો હતો તેને પણ ધમકાવીને સુમને વિદાય કરી

દીધો અને ત્યાર પછી તો થોડા થોડા સમયને અંતરે કોલસાવાળો, કરિયાણાવાળો પેપર–પસ્તીવાળો એમ જાતજાતના માણસો આવી ગયા. સુમનનું લખાણ અધૂરું જ રહ્યું.

બપોરે જમીને ફરી તે લખવા બેઠો અને લખાણ 'જામ્યુ' હતું ત્યાં તો બોરીવલીથી બાળબચ્ચાં સાથે એક મેળાપી કુટુંબ મળવા આવી ચઢયુ, અને તેમની આગતા-સ્વાગતામા ખાસ્સા બેએક કલાક વહી ગયા એ કુટુંબ વિદાય થયા પછી તો ચાલીની ચારેક બહેનોની પધરામણી થઈ ગઈ કોઈ સેવો પાડવાનો સંચો લેવા આવી, કોઈ લોટ ચાળવાની ચાળણી લેવા આવી, તો કોઈ પ્રાયમસ લેવા આવી, તો કોઈ વળી ચટણી વાટવાનો પથ્થર લેવા આવી. ત્યા સુધીમાં તો રાત થઈ ચૂકી હતી. સુમનનો લેખ હજી પૂરો થયો ન હતો સવારનુ છાપુ પણ વાચ્યુ ન હતું અને વાચી શકાય તેમ પણ ન હતું, કારણ કે થોડા વખત પહેલા જ, પેલા રણમાં ઘવાયેલા યોદ્ધાની જેમ શરીર પર અનેક ચીરા સાથે તેનુ છાપુ ચાલીમાથી પાછું ફર્યું હતુ સુમનનુ મગજ ગુસ્સાથી ભમી રહ્યુ હતુ. ઘર તેને ખાવા ધાતુ હતું આખા દિવસમા તે કંઈ જ કામ કરી શકયો ન હતો અને તેથી 'રજા એટલે સજા' એમ બબડીને ઓરડી બંધ કરી તે બહાર ચાલ્યો ગયો



# મહેમાન અને યજમાન

એક કાળ એવો હતો જ્યારે મહેમાનો આપણી 'અતિથિ દેવો ભવ'ની આર્યભાવના અનુસાર દેવ તરીકે પૂજાતા હતા એમનુ આગમન એક નાનકડા પર્વનુ રૂપ ધારણ કરતુ નાનેરાથી માડી મોટેરા સૌને માટે તે આનદ અને ઉલ્લાસનો ઉત્સવ બની જતો મહેમાનો માટે ખાટિયા ઢળાતા રેશમી રજાઈઓ બિછવાતી. સૂડી-સોપારી અને પાનનાં બીડાં હાજર રહેતા. રોજ ભાવતા ભોજન થતા વાતોના ડાયરા જામતા મહેમાનોની તહેનાતમા ચોવીસ કલાક સૌ ખડે પગે રહેતા અને આ મહેમાનગીરી કાંઈ એક-બે દિવસ નહિ પણ ખાસી આઠ દસ દિવસ લબાતી અને છતા ક્યારેય કોઈના મોં પર કંટાળો યા અણગમાનુ નામનિશાન નહિ ઊલટું સાકરના ગાગડાને જેમ મોમા વધુ મમરાવીએ તેમ વધુ મીઠો લાગે તેમ મહેમાનગીરી વધુ લબાય તેમ વધુને વધુ મીઠી લાગે અને છેવટે જ્યારે મહેમાનો વિદાય થતા ત્યારે તેઓને વળાવવા માટે છેક દૂર દૂર સુધી સૌ જતા અને 'હવે તો પાછા વળો' એમ મહેમાનો કેટલીય વાર કહે છતા 'તેમનો જેટલો લાભ લેવાય તેટલો ખરો' એવી ભાવનાથી મહેમાનોને છોડવાનું મન ન થતુ. અને જ્યારે ખરેખર જુદા પડવાની

ઘડી આવી પહોંચતી ત્યારે સૌની આંખોમાં ઝળઝળિયાં આવી જતાં. ભારે હૈયે સૌ ઘરે પાછાં ફરતાં અને કેટલાય દિવસ સુધી ઘરમાં મહેમાનોના ભણકારા વાગ્યા કરતા. આવી હતી એ કાળની આપણી આતિથ્યભાવના.

પરંતુ હવે જમાનો બદલાયો અને સાથે એ ભાવના પણ બદલાઈ, કારણ કે જો એવુ ન હોત તો અમારા પેલા પાડોશી સુમનભાઈએ એમના મહેમાનોની વિદાય પછી 'હાશ! હવે છૂટયા' એમ કહી છૂટકારાનો શ્વાસ મૂકયો ન હોત. વાસ્તવમા, મહેમાનોના આગમનના સમાચાર જાણીને જ તેમનો 'મૂડ' બગડી ગયો હતો. તેમના મનમા મૂંઝવણ શરૂ થઈ ગઈ હતી 'આ નાની ઓરડીમા બધા મહેમાનોનો કેવી રીતે સમાવેશ થઈ શકશે? એમને બેસાડવા કયાં? સુવાડવા કયાં ?' અને તે જ પ્રમાણે તેમના ધર્મપત્ની પણ વિસામણમા પડી ગયાં હતાં 'મહેમાનો માટે ગાદલા–ગોદડા અને વાસણ પૂરતા નહિ થઈ પડે. પાડોશમાથી માગી લાવવા પડશે ને? વળી આપણે તો ઘરમા ગણતરીનુ સીધુ ભર્યું હોય એટલે જો કોઈ વધારાના માણસ આવી ચઢે તો સીધુ પણ નવું લાવવુ પડે...' એમ વિચારી તેમણે વધારાનુ ઘી, તેલ અનાજ અને શાકની ખરીદી કરવા માડી હતી. આમ મહેમાનોના આગમનના સમાચારે જ સુમનભાઈના ઘરને અસ્વસ્થ કરી દીધુ હતુ તે એટલી હદ સુધી કે એમના આગમનને ટાળવા માટે અમો 'બહાર ગામ જવાના છીએ' એવો વળતો પત્ર લખી નાખવાની બુદ્ધિ (કદાચ કોઈ તેને 'કુબુદ્ધિ' પણ કહે!)

સુઝી હતી. પરંતુ ‘છેક એવું તો થતુ હશે કે?’ એમ કહી એમના પત્નીએ એમના એ વિચારને અનુમતિ આપી ન હતી અને મહેમાનોનો ‘યથાશક્તિ સત્કાર’ કરવાની શકય તૈયારી કરી દીધી હતી.

આખરે મહેમાનોના ‘પનોતા’ પગલા થયાં અને એ ઘડીએ જ સુમનભાઈને મન ‘પનોતી’ બેસી ચૂકી હતી, કારણ કે સૌ પ્રથમ મહેમાનો કરતા એમના દસ ગણા સામાનને કયાં ‘ડમ્પ’ કરવો એ પ્રશ્ન ફણીધર નાગની જેમ ફૂ ફાડા મારતો એમના મનમા ખડો થયો હતો અમો પાડોશી ધર્મ સમજીને સુમનભાઈની વહારે ધાયા હતા અને અડધો સામાન અમારી ઓરડીમાં આણા લાવ્યા હતા અને એ રીતે એમના મહેમાનોની અડધી અવરજવરને અમારી તરફ વાળી હતી, પરંતુ તેથી કઈ સુમનભાઈના પ્રશ્નોનો અંત આવ્યો ન હતો. ઊલટા પ્રશ્નો ગુંચવાતા હતા કારણ કે, એમની આદત અને હાજતો અહીંના વાતાવરણ સાથે મેળ ખાતી ન હતી ‘આ ચાર માળ શે' ચઢાય બાપ?’ યા ‘તમારે દા’ડે પણ દીવા કરવા પડે છે?’ યા ‘ભાઈ! અહી નાહવા-ધોવાની ભારે આપદા હો’ એવા ઉદ્‌ગારો પાછળ મહેમાનોનો અસંતોષ વારંવાર ડોકિયાં કરતો હતો અને છેવટે સાત દિવસ રહેવાનો મનસૂબો કરીને આવેલા મહેમાનો માત્ર બે દિવસ રહીને વિદાય થયા હતા ત્યારે ‘હાશ! હવે છૂટયા’ એવી લાગણી મહેમાનોએ તથા યજમાનોએ ઊભયે અનુભવી હતી.



# મોદી

અમારા આ વિરાટકાય મહાનગરમાં એક પાડોશી બીજા પાડોશીને ભલે જાણતો ન હોય યા એના જીવનથી પરિચિત ન હોય, પરંતુ છેવટે એક એવો માનવી અમારી નજરે પડ્યો છે, જેનું અસ્તિત્વ શહેરના પ્રત્યેક વિસ્તારમાં જોવા મળે છે અને પ્રત્યેક વિસ્તારની પ્રત્યેક વ્યક્તિ વિશે તે પૂરતો માહિતગાર હોય છે. આ માનવી છે પેલી તાબાની તોલડીના તેર વાનાં વેચતો આપણો પેલો ગાંધી યા મોદી. એની દુકાને આપણી રોજની ખપનો માલ તો મળે જ. પરંતુ અજાણ્યાને જોઈતી માહિતી પણ પણ ત્યાંથી જ મળે. એક રીતે કહીએ તો આ મોદી આપણા વિસ્તારનો પંડો જ છે. પંડાના ચોપડામાં જેમ આપણી વંશાવળી મળી આવે તેમ આ મોદીના ચોપડામા લત્તાનાં માણુસોનાં નામ–ઠામની વિગતો મળે અને તેથી જ લત્તામાં પ્રવેશતો કોઈ અજાણ્યો પ્રવાસી સૌ

પ્રથમ મોદીની દુકાને જાય છે અને જે માહિતી અન્યત્ર ક્યાય ન મળે તે તેને ત્યાથી પ્રાપ્ત થાય છે

ગામડામાં પેલા નાથી યા નાયકના પાત્ર વિષે તો આપણે સાભળ્યુ હશે જ. આ નાથી યા નાયક ગામમાં ઘરઘરનો માહિતગાર ગણાય. આખા ગામનો જાણે એ બોલતો ચાલતો ચોપડો ! એની માફક આ મોદી પણ આપણા વિસ્તારનો બોલતો ચોપડો છે અને એના ચોપડા પર જેનુ નામ ન ચડયુ હોય એવો ભાગ્યે જ કોઈ સદ્ગૃહસ્થ હશે કારણુ કે, એના ચોપડાનુ આકર્ષણ અજબ છે

પ્રથમ તો તે તમોને રોકડા નાણાં વગર માલ આપે છે. આ નાણાં મહિનાની આખરે યા તેથી પણ મોડા ચૂકવવાની સુવિધા હોય છે ખાસ કરીને પગારદાર માણસો માટે આ સુવિધા લોકપ્રિય બનેલી જણાય છે. પગારદાર માણસનુ પાકિટ મહિનાના પ્રારભના દિવસોમા જ ભરેલુ રહે છે પછી જેમ કૃષ્ણ પક્ષમાં ચદ્રનુ અજવાળુ ઘટતું જાય તેમ મહિનાના દિવસો ઝડપથી આગળ વધતા તેના પાકિટનું વજન પણ ઘટતું જાય છે અને એવા દિવસોમાં આપણા આ મોદીની ‘ઉધાર ખરીદી’ની યોજના ગ્રાહકોને ઘણી ઉપયોગી થઈ પડે છે પછી સરવાળે તે સોઘી પડે છે કે મોંઘી તેનો વિચાર કરવાનુ આપણા ગ્રાહકોને સૂઝતું હશે કે કેમ તે શકાસ્પદ છે

વળી આ મોદી તમારી જરૂરિયાતનો માલ છેક તમારા ઘરે પહોચાડી દે છે પછી ભલેને તમે શહેરના

ગમે તે ખૂણામાં યા ગમે ત્યા–પાંચમે યા છઠ્ઠે માળે રહેતા હો. આમ તે તમારો સમય અને શ્રમ બચાવે છે અને ‘ઉધાર ખરીદી’ની ઉદાર સગવડ આપે છે. આમ ગ્રાહકોની વિવિધ સગવડ સાચવતો આ મોદી સમાજની એક મોટી સેવા બજાવે છે અને આ સેવાના વળતર તરીકે જો તે તમોને મોઘા દામે હલકો માલ આપે અને તોલમા ઓછો આપે તો તમારે ઉદાર ભાવે નભાવી લેવું જોઈએ; કારણ કે એની ઉધાર યોજનાની સફળતા તમારા ઉદાર સ્વભાવ પર અવલબે છે અને જે ઘડીએ તમોએ ઉદાર સ્વભાવ છોડયો તે જ ઘડીએ તેની ઉધાર યોજના પડી ભાગશે અને પરિણામે ઉધાર માલ વેચીને માલદાર થવાની તેની પ્રણાલીનો અત આવશે.



# મોચી

અમો અમારુ બપોરનુ ભોજન 'રોયલ રેસ્ટોરાં'માં પતાવી બહાર નીકળતા હતા ત્યા જ અમારી નજર અમારા તૂટેલા પગરખા પર ગઈ અને જેમ માદો માણુસ એના દરદના ઇલાજ માટે ડૉકટર પાસે દોડી જાય તેમ અમારા પગરખાના ઇલાજ માટે અમો એ આલીશાન રેસ્ટોરાંની બહાર એક ખૂણામા તાડપત્રીની છત્રી હેઠળ બેઠેલા એના ઇલમી ઉર્ફે મોચી મહાશય પાસે પહોચી ગયા અને અમારું પગરખુ કાઢી તેની આગળ ધરતા બોલ્યા · 'આ બૂટને જરા સાંધી આપ ભાઈ!' ફાટેલુ અંગરખું અને ઢીંચણુ સુધીની પોતડી પહેરી ધોમધખતા તાપમાં પરસેવાથી રેબઝેબ થઈ ગયેલા એ વયોવૃદ્ધ મોચીએ બૂટને હાથમા લઈ એનુ અવલોકન કરી અમોને કહ્યુ · 'આઠ આના થશે શેઠ!'

'ભલે' કહી અમોએ એની એ મજૂરીના દરનો સ્વીકાર કર્યો. તેણે સાશ્ચર્ય અમારી સામે જોઈ તરત જ અમારુ કામ હાથમાં લીધું અને એક ચામડાનો મોટો ટુકડો તેની પતરાની પેટી પર પાથરી આપી અમોને સવિનય કહ્યુ: 'બેસો શેઠ!' અમોને બેસવાની ઇચ્છા થઈ પરંતુ અમારા કડક ઈસ્રીબંધ પાટલૂને અને પ્રતિષ્ઠાના સાચા યા ખોટા ખ્યાલે પહેલાં તો અમોને એની સમીપ એ આસન ગ્રહણ કરતાં રોકયા, પરંતુ આખરે તેના ભાવભર્યા આગ્રહને વશ થઈ અમો એના સાન્નિધ્યમાં બિરાજ્યા તે હજી અમારી સામે આશ્ચર્યના ભાવથી જોઈ રહ્યો હતો તેથી અમોને આશ્ચર્ય થયુ. ત્યાં તો એણે જ એના આશ્ચર્યને વાચા આપી: 'શેઠ! આ તમો એક જ એવા નીકળ્યા, જેમણે મોમાગ્યા દામે કામ આપી દીધું.' અને પછી પેલા રેસ્ટોરાં સામે આંગળી ચીંધી એ બોલ્યો. 'ત્યાં બધા સાહેબ લોકો જાય છે અને છૂટથી પૈસા ખરચે છે, પણ આય મારી કને કામ પડે તો બેચાર પૈસા માટે રકઝક કરે અને અમારો આ હૉટેલવાળો તો હમેશાં મફત કામ કરાવે... શેઠ! અમારે તો મજૂરી કરીને પેટિયુ કાઢવાનુ, પછી એમાય જો આમ કરે તો અમારું ચ્યમ નભે?'

'વાત સાચી છે' અમોએ એની વાતને ટેકો આપ્યો અને તેથી તો જાણે તેને હૂંફ મળી હોય યા તેને અમારામાં એક હમદર્દનુ દર્શન થયુ યા ગમે તે કારણે તેણે પોતાનુ હૈયુ ધીરે ધીરે ખોલવા માંડયુ. 'શેઠ! આટલી જગાના

મહિને પચ્ચીસ રૂપિયા આ હૉટલવાળાને ભરું છું' અને માંડ બે માણસો સાથે બેસી શકે એટલી આ ખોબા જેટલી જમીનનું મૂલ્ય અમોને સોના કરતાં પણ અધિક લાગ્યુ અને પેલો હૉટેલવાળો મહાન ભાગ્યશાળી હોય એવું અમોએ માની લીધુ કારણ કે, આ મોચીએ જ અમોને જણાવ્યુ કે હૉટેલવાળાને જેમ હૉટેલની અંદર ટંકશાળ પડે છે, તેમ હૉટેલની બહાર પણ ટંકશાળ પડે છે. કારણ કે, હૉટેલની બહારની તસુએ તસુ જમીન તેણે નાના નાના દુકાનદારોને–પાનબીડીવાળાને, ઘડિયાળીને, કેળાવાળાને, ચોપડીઓવાળાને વગેરેને ભાડે આપી દીધી છે.

'અને છતાં સાહેબ ! એ હૉટેલવાળાને લોભનો થોભ નથી. એણે હમણા જ મારુ 'ભાડુ વધાર્યું,' બૂટને ટાકા મારતાં અને કપાળ પર જામેલા પ્રસ્વેદના બિંદુઓ લૂછતાં મોચીએ આગળ કહ્યું

'ભાઈ ! પૈસાની ભૂખ એવી જ હોય છે, એ કદી ઘટતી નથી, ઊલટી હમેશાં વધતી જ જાય છે' અમોએ તત્ત્વજ્ઞાન પીરસ્યુ.

'ખરુ કહો છો, શેઠ ! જો એવુ ન હોત તો હૉટેલવાળો મારા જેવા જૂના ભાડૂતનુ ભાડુ કદી વધારે ખરો ? અને તે પણ મારી કફોડી દશા જાણવા છતાં ?' આટલુ બોલી મોચીએ બીડી સળગાવી.

અમોએ તેને સહાનુભૂતિપૂર્વક પૂછ્યુ : 'કેમ ભાઈ ! કંઈ બીજુ દુઃખ છે ?' અને તે સજળ નયને બોલ્યો :

'સાહેબ ! ઘરે બૈરીને ટી. બી. છે. મોટો છોકરો ગાંડો થઈ ગયો છે. ઘરમાં ખાનાર નવ–દસ અને રળનાર હું એકલો. બોલો સાહેબ ! શું કરું ?....' અને તેણે અમારો બૂટ તૈયાર કરી અમારા પગમાં પહેરાવી દીધો.

મોચીની આ હૈયાવરાળથી અમારું હૃદય દ્રવી ગયું. આકાશમાંથી વરસી રહેલી ચૈત્ર–વૈશાખની આગ કરતાં તેના હૈયાની આગ અમોને વધારે દઝાડી રહી હતી. અમોએ તેના હાથમાં આઠ આના મૂકયા, પરંતુ તેમાંથી ચાર આના પાછા આપતાં તે બોલ્યોઃ 'સાહેબ, મારી મજૂરી ચાર આના જેટલી જ છે. આ તો ઘરાક અમો કહીએ તેનાથી અડધા દામ આપે એટલે મે પણ આપને અગાઉથી બમણા દામ બતાવ્યા હતા ..સાહેબ, માફ કરજો ..'



# ટિકિટચેકર

સફેદ કોટ, સફેદ પાટલૂન, કાળી ટાઈ, માથે કાળી હેટ અને હેટ પર તેમ જ કોટના કૉલર પર આ ગણવેશવાળી વ્યક્તિની તરત પિછાન કરાવી દેતો પેલો બિલ્લો ટિકિટ એકઝામિનર' અને રેલવે ખાતાના 'વૉચડૉગ' જેવા આ કર્મચારીનો જેને પરચો થયો છે તે હમેશા તેનાથી દૂર ભાગે છે એનો પરચો એટલે પ્રમાણિકતાની પરીક્ષા. એ તો સુવિદિત છે કે પ્રમાણિક રીત એ હોઈ શકે કે મુસાફરે ટિકિટ લઈને મુસાફરી કરવી અને જો આ પ્રમાણે બધા જ મુસાફરો ટિકિટ લઈને જ પ્રવાસ કરે તો કદાચ, રેલવે ખાતાને ટિકિટ એકઝામિનારોનો જંગી કાફલો નિભાવવા પાછળ જે ધૂમ ખર્ચ કરવો પડે છે તે બચી જાય અને સરવાળે મુસાફરોને જ લાભ થાય, પરંતુ આ તો એક કલ્પના થઈ. જ્યારે હકીકત જુદી હોવા સંભવ છે. Facts are stranger than fiction એ દૃષ્ટિએ આ બાબતમાં પણ સત્ય હકીકતો ઘણી વિસ્મયજનક અને ચોંકાવનારી

હોઈ શકે. ટિકિટ એકઝામિનરોનું મોટું ધાડું રેલવે ખાતાએ રોકવું પડે છે તે હકીકત પોતે જ મુસાફરોની પ્રમાણિકતા માટે પડકારરૂપ નથી ?

આદર્શ શાસનની પેલી વ્યાખ્યા પ્રમાણે તો The best Government is that which Governs least મતલબ કે જેટલા કાયદાકાનૂનો ઓછા તેટલુ શાસન ઉત્તમ. પરંતુ આ સ્થિતિ સમાજની કાયદાપાલનની સ્વૈચ્છિક વૃત્તિ પર અવલંબે છે અને આ સ્વૈચ્છિક વૃત્તિનું મૂળ છે પ્રમાણિકતા. પ્રમાણિક વ્યક્તિ કાયદાનુ કદી ઉલ્લંઘન ન કરી શકે. જ્યારે અપ્રમાણિક વ્યક્તિ કાયદાનું કદી પાલન ન કરી શકે. પરતુ આ પ્રમાણિકતા–અપ્રમાણિકતા પારખવાના ચિહ્નો ક્યાં ? અસલના વખતમાં નામ, પહેરવેશ, વાણિ, વર્તન ને દેખાવ પરથી માણસના જાતિ ને કુળ પરખાતા. ઉદા શિવશકર નામ, માથે ચોટલી અને કપાળમાં ત્રિપુંડ તેમ જ મોમા હરિ ૐનુ ઉચ્ચારણ. આ બધી ભૂદેવની નિશાનીઓ ગણાતી. તે જ પ્રમાણે વાંકી અણીદાર મૂછો, હાથમાં તલવાર ને માથે છોગેદાર ફેંટાવાળો નરબંકો એટલે રજપૂત. કપાળમાં ચીપિયા આકારનું તિલક એ વાણિયાની નિશાની.. પરંતુ આજે તો ન્યાતજાતની આ બધી નિશાનીઓ ભૂસાવા માડી છે અને કોઈ ભેદ પરખાતો નથી. પછી ‘ તુંડે તુંડે મતિર્ભિન્ના ’ જેવા મનુષ્ય જીવની પ્રમાણિકતા–અપ્રમાણિકતા તો પરખાય જ કેમ ?

અને છતા તે પારખવામાં આપણા ટિકિટ એકઝામિનરોને કુશળ માની લેવામાં આવે છે અને તે માટે તેઓ

ભિન્ન ભિન્ન તરકીબો અજમાવે છે. પેલા છૂપા વેશની કલા અને કથા ભારતમા ઇતિહાસપ્રસિદ્ધ છે આપણા લોક-હિતેચ્છુ રાજવીઓ રાત્રે છૂપાવેશમાં નગરમાં ફરતા તેમ આ ટિકિટ એકઝામિનરો પોતાના ગણવેશના બદલે સાદો પોશાક ધારણ કરીને છૂપી રીતે ગાડીઓમાં દરોડા પાડે છે અને પોતાનો શિકાર શોધવા માંડે છે. પ્રમાણિક-અપ્રમાણિક મુસાફરોની તેમની કલ્પના ગમે તે હોય, પરંતુ આવા એક ટિકિટ એકઝામીનર અમારા ડબામા આવી ચઢ્યા અને મેલાં ઘેલા કપડાવાળા મજૂરો યા માગણો જેવા દેખાતા મુસાફરોની તેમણે ઝડતી લેવા માડી અને સ્વચ્છ-સુઘડ પોશાકવાળા શિક્ષિત જણાતા 'વ્હાઈટ કૉલર' ઉર્ફે 'બાબુ' લોકોને પ્રમાણિક માનીને તેઓની ટિકિટ ન તપાસી આ ટિકિટ એકઝામિનર અમારો ડબો છોડી ગયા એ જ વખતે અમારી સામેની બેઠક પર બેઠેલા એક શૂટબૂટધારી રોફદાર યુવાને તેમના સાથીદારને હળવેથી કહ્યું. 'સારુ થયુ યાર આપણી પાસે ટિકિટ ન માગી, નહિતર આબરુ જાત'



# ડબલ ડેકર બસનો યાત્રી

આજે જશવંત જોશમાં હતો. ઓફિસમાંથી પણ તે પાંચેક મિનિટ વહેલો નીકળી ગયો અને 'લાંબી કયુ થાય તે પહેલાં બસ સ્ટેન્ડ પર પહોંચી જાઉં' એમ સ્વગત બોલતો તે સડસડાટ પાંચ-છ માળની જંગી ગગનચુંબી ઈમારતનાં પગથિયાં ઊતરવા માંડયો. આજે એના પગમાં પેલા રોજના રગશિયા ગાડાના બેલના જેવી ધીમી ગતિ ન હતી, પરંતુ તેજીલા અરબી તોખારનો વેગ હતો. અને તેથી તો તે એકસામટાં બબ્બે પગથિયાં કૂદીને છેક નીચે ક્યારે આવી પહોંચ્યો તેનું પણ તેને ભાન ન રહ્યું.

તોતિંગ ઈમારતના મુખ્ય દરવાજામાંથી બહાર નીકળીને તે નાકની અણીએ દોડ્યો-જાણે ભાથામાંથી સૂસૂસૂ. કરતાં છૂટેલું તીર! માર્ગમાં એક બે વાર તે માણસો સાથે અથડાઈ પણ પડ્યો પરંતુ માનવીઓ અને વાહનોની 'નોનસ્ટોપ' અવરજવરવાળા આવા મોટા

રાજપથ પર રાહદારીઓ સાથે અથડાવાના પ્રસંગો તેને માટે કંઈ નવા યા નવાઈભર્યા ન હતા અન્ય સાથે ન અથડાવાય એ જ વાતની નવાઈ હતી. બસ સ્ટેન્ડ તેની ઓફિસથી ઘણું દૂર ન હતું, એટલે તેને ત્યાં પહોંચી જતા વાર ન લાગી. પરંતુ ત્યા તેણે ધારી હતી તે કરતાં ઉતારુઓની લાંબી લાઈન લાગી ગઈ હતી 'વહેલા આવીએ તો પણ આટલી લાંબી ક્યુ. !' એમ મનમા બબડી તે ક્યુમા જોડાયો અને ચાતકને ડોળે બસની પ્રતીક્ષા કરવા માંડ્યો આમ તો બસને તે ઘણી વખત–ખાસ કરીને અકસ્માતના પ્રસંગે 'મુંબઈના વિશાળ-વિરાટ જંગલમાં બેફામ દોડતા હિંસક જાનવર'ની ઉપમા આપતો અને કહેતો' પરંતુ એના વગર આજ કોઈને ચાલતું નથી અને એટલે જ તે અધીરાઈથી તેની રાહ જોઈ રહ્યો હતો ત્યાં તો સામેથી ડબલ ડેકર બસ ડોકાઈ પરંતુ એટલી જ ડબલ ક્યુ જોઈને 'હવે તો બસ બે માળને બદલે ત્રણ માળની થાય અને ધરતી ઉપર તેમ જ ધરતીની નીચે દોડે તો જ આ વસ્તીની ભરતીને પહોંચી વળાય' એમ મનમા રોષ અને કંટાળાની લાગણી અનુભવતો તે ક્યુમા આગળ વધ્યો જોતજોતામા ઉતારુઓ બસમાં ચઢી ગયા

સદ્ભાગ્યે તેને બસમા જગ્યા મળી ગઈ અલબત્ત, ઊભા રહેવાની છતાં તેણે છૂટકારાનો દમ ખેંચ્યો 'હવે ક્યારે ઘરે પહોચું અને ' તેના મનમા તેની નવપરણિત સુંદર પત્નીની મૂર્તિ ઉપસી આવી બસમાં તેની ચારે બાજુ સ્ત્રીપુરુષો હતા, છતા તેની નજરે જાણે એક જ

વ્યક્તિ દેખાતી હતી ભીડમાં એનુ શરીર ભીચડાઈ રહ્યું હતું છતાં તેનુ મન કંઈ કંઈ મધુર કલ્પનાઓમાં રાચી રહ્યું હતું ત્યાં તો કંડકટરનો અવાજ આવ્યોઃ ‘દાદર’ અને બસ ઊભી રહી. તે તરત જ નીચે ઊતરી પડ્યો. અને આજે અમારા લગ્નજીવનનુ પહેલુ વર્ષ પૂરું થાય છે. એને માટે એવી સરસ ભેટ ખરીદુ કે..’ એમ મનમાં બોલી તેણે હર્ષાવેશમા ગજવામાં હાથ નાખ્યો ત્યાં તો અરે! આ શું? ગજવુ કપાઈ ગયુ! મારા આખા મહિનાનો પગાર.’ અને તે કપાળે હાથ દઈ ત્યાં જ નીચે બેસી પડ્યો.



# સંસારપીઠ

સાત દિવસના અઠવાડિયામાં માત્ર એક જ દિવસ તેનુ દર્શન ન થાય એ સિવાય એ રોજ મકાન ખખડાવે અને તે પણ એક વખત નહિ બે ને ત્રણ વાર અને તેનો આ નિયમ એટલો અટલ અને અતૂટ કે પેલા મશહુર દુહાને જરા ફેરવીને કહી શકાય, વા ફરે વાદળ ફરે, ફરે નદીના નીર, એનો નિયમ નવ ફરે ભલે પશ્ચિમ ઊગે સૂર એમ એના નિયમમાં કદી ફેરફાર ન થાય

દિવસના નિયત સમયે તેનુ આગમન અચૂક થવાનુ. જો કે તેના આગમનની આ ક્રિયા એકધારી હોવા છતા કદી નિરસ અને અપ્રિય લાગતી નથી. પેલા શ્લોક પ્રમાણે ક્ષણેક્ષણે ‘ યેન્નવતામુપૈતિ તદેવ રૂપમ્ રમણિયતાયા·’ જો કંઈ નવીન હોય તો જ રમણીય લાગે પરતુ અહી તો એક જ પ્રકારની એકધારી ક્રિયા બનતી હોવા છતા તે જરાય નિરસ લાગતી નથી ઊલટુ રવિવારે જ્યારે આ ક્રિયા ન બને ત્યારે એ દિવસે કંઈક ન્યૂનતા અનુભવાય.

જાણે કંઈક ઊણપ હોય. કંઈક અપૂર્ણ હોય યા કંઈક ખૂટતું હોય એવું સતત લાગ્યા કરે. અને આનું આકર્ષણ કોઈ પણ ન્યાત, જાત, જૂથ, વર્ણ, વય, વ્યવસાય, દરજ્જો યા અમુક વ્યક્તિઓ પૂરતું મર્યાદિત નથી, સર્વવ્યાપક છે. સૌને તેનું એક સરખુ આકર્ષણ છે અને તે એટલુ અદમ્ય છે કે એના આગમનનો સમય થતાં વેંત સૌની નજર તેની પગદંડીની દિશામાં લંબાય છે અને દૂરથી મેલખાઉ ખાખી ડગલો, ખાખી પાટલૂન અને ખાખી ટોપી પરિધાન કરેલી વ્યક્તિ હાથમા અને બગલથેલામા કાગળનો મોટો થોકડો લઈને આવતી નજરે પડે છે ત્યારે જાણે સ્વજન આવતો ન હોય એવો ભાવ અનુભવી મનોમન બોલે છેઃ ‘ પોસ્ટમૅન આવ્યો.’

અને જો કે ખાખી ગણવેશવાળી આ વ્યક્તિ આમ તો છે માસુલી ટપાલી પરંતુ એનો પ્રભાવ તો જુઓ ! એનો અવાજ સાભળતાં વેત સૌ જિજ્ઞાસાપૂર્વક એની પાસે દોડી જાય છે અને પેલા જાદુગરના ટોપલાની જેમ તેના થેલામાથી કાગળ, છાપાં, પારસલ, પૈસા એમ આખા જગતમાથી દૂરદૂરથી આવેલી જાતજાતની જણસો નીકળે છે પેલી બાળપોથીમાં લેખક કહે છે તેમ તેના થેલામાંથી ‘ભાઈની ભેટ ને ભાભીની છબી, બાપાના છાપાં ને મામાની ચોપડી . અમે સારા, તમે સારાની વાતો, સાજા–માંદાના સમાચાર ...’ એમ આખા સંસારનો સંચાર થતો હોય છે.

એ રીતે આ ટપાલી એટલે એક જાતની જંગમ સંસારપીઠ. તેની પીઠ પર આખા સંસારનો ભાર. અને

એ ભાર હેઠળ છુપાયેલા જાતજાતના ભાવ. હૈયાનાં અને હાટના, એમાં હૈયાની વાતો કરતા ઙૂફાળાં દિલ હોય અને બજારના સોદાની વાતો કરતા વેપારીઓના કબાલા પણ હોય કોઈ દુઃખી સંતપ્ત આત્માની કરુણ કહાણી હોય તો કોઈ સુખી જીવની સંતુષ્ટ વાણી પણ હોય. કોઈની શાંતિની વાતો હોય તો કોઈની અશાંતિની આગ પણ હોય. કોઈ આશ્રિતના આધાર માટે યા અધિકારીના હક્ક પેટે નિયમિત આવતાં નાંણા હોય તો વળી કોઈ ખુશાલીનાં નજરાણાં પણ હોય.

આમ આ ટપાલી સમસ્ત વિશ્વની વિવિધતાને પોતાના થેલામા સમાવી લઈ જાણે વિવિધતામા એકતા (Unity in diversity)નુ વાહન બનતો ન હોય! અને આખા દિવસને અંતે પોતાની આ બહીર્મુખી સમાજસેવા બજાવી પોતાના થેલાનો ભાર ખાલી કરી તે જ્યારે ઘરે પાછો ફરે છે ત્યારે રોજ લાખો રૂપિયાની ગણતરી કરતા પેલા બેંકના કેશિયરની જેમ તેના હૈયામા ઊંડે ઊંડે છૂપો ભાવ ઊઠે છેઃ 'અધધધ! રોજના કેટલા કાગળ! અને છતાં મારે માટે?..?' જાણે કે—water water every where but not a drop to drink!



## પ્રજારક્ષક

**આ** અવનિ પર અવતરતો પ્રત્યેક આત્મા જન્મથી જ આત્મરક્ષણની અજ્ઞાત લાગણી ધરાવતો હોય છે. અરે! જન્મથી જ શા માટે? હજી તો જીવ માતાના ઉદરમાં ગર્ભરૂપે હોય છે ત્યારથી આત્મરક્ષણનો ભાવ ઉદ્ભવતો હોય છે. આમ સ્વરક્ષણ એ એક સાહજિક અને જન્મ-જાત માનસિક વૃત્તિ છે (Instinct of self-preservation) અને તેને કારણે જ પ્રત્યેક જીવ માટે તેના જીવનના જુદા જુદા તબક્કાએ રક્ષણની જુદી જુદી જોગવાઈ કરવામાં આવી છે ઉદા૦ બાલ્યાવસ્થામાં બાળકોને માતા-પિતાની શીળી છાયાનુ રક્ષણ હોય છે અને એ જ બાળકો યુવા-વસ્થા પ્રાપ્ત થતા એમનાં વૃદ્ધાવસ્થામાં પ્રવેશ કરતા માતાપિતાનુ રક્ષણ કરે છે.

આમ સ્વરક્ષણની ભાવનામાંથી જ રક્ષણની આ કૌટુંબિક વ્યવસ્થા જન્મ પામી છે અને જ્યારથી માનવ તેની પાષણયુગી પ્રાકૃત અવસ્થા તજી સમૂહરૂપે જીવવા

માંડ્યો એટલે કે જ્યારથી સમાજ બંધાયો ત્યારથી રક્ષણની સામાજિક વ્યવસ્થા નિર્માણ થઈ અને સમાજના રક્ષણ માટે કાયદો અને વ્યવસ્થાની જાળવણી જરૂરી બની અને જે આ કાયદો અને વ્યવસ્થાની જવાબદારી અદા કરે છે તે જ આપણો પેલો દંડૂકાધારી પોલીસમૅન યા પ્રજારક્ષક અંગ્રેજીમાં પોલીસ શબ્દનો અર્થ થાય છે (The civil force which maintains public order) પરંતુ અમારા એક ભાષાશાસ્ત્રી અને સમાજશાસ્ત્રી મિત્રના મંતવ્ય મુજબ આપણે ત્યાં આ શબ્દ સાથે જે ભૂતકાળ સંકળાયેલો છે તેની અસરને કારણે તેના મૂળ અર્થનો અનર્થ થવા સંભવ ખરો. અને તેથી પોલીસમૅનને બદલે પ્રજારક્ષક શબ્દ આપણે ત્યાં પ્રચલિત કરવો જોઈએ.

પ્રજારક્ષક! કેવું ઉમદા અને ઉદાત્ત બિરુદ! જ્ઞાની પુરુષો કહે છે કે સંહાર કનિષ્ટ અને અનિષ્ટ છે જ્યારે સર્જન ઉત્તમ અને ઇષ્ટ છે. તે જ પ્રમાણે ભક્ષણ કનિષ્ટ અને અનિષ્ટ છે, જ્યારે રક્ષણ ઉત્તમ અને ઇષ્ટ છે આમ રક્ષણ જેવી ઉત્તમ અને ઈષ્ટ પ્રવૃત્તિ આચરનાર વ્યક્તિ શું આદરણીય નથી? વળી રક્ષણ કોઈ ચોર, ડાકુ, ખૂની, વ્યભિચારી યા વિપથગામી અને ગુનેગાર તત્ત્વોનું કરવાનું નથી. પરંતુ આવાં તત્ત્વો સામે પ્રજાનું એટલે કે જનતારૂપી જનાર્દનનું રક્ષણ કરવાનું છે

આમ આ પ્રજારક્ષક શું એક ઉત્તમ, ઇષ્ટ અને ઈશ્વરી ફરજ બજાવી રહ્યો નથી? હા, એ વાત જુદી છે કે પેલા સૂત્રની જેમ 'સાક્ષરા વિપરિતા રાક્ષસા ભવન્તિ'

# પગરખાંચંપી

પેલી કહેવત છે કે 'સુથારનું મન બાવળિયે' એમ તેનુ લક્ષ પગરખા પર ટ્રેનમાં ચઢતા-ઊતરતા યા પ્લેટફોર્મ પર ફરતા ઉતારુઓ કોણ અને કેવા છે તેની તને સ્પૃહા નથી. પરંતુ તેમનાં પગરખાં કેવા છે એ જ એનુ નિશાન રહે છે કારણ કે, એ પગરખા એના પેટની રોટીનું સાધન છે અને રોટી રળી આપનાર સાધન પ્રત્યે માનવીની એકાગ્રતા અને એકનિષ્ઠા હોય એ સ્વભાવિક છે અને તેથી જ પાંચ પાંચ મિનિટે આવતી અને ઊપડતી પરાંની ટ્રેનોના ઉતારૂઓનાં પગરખાં સામે તે ભૂખી આંખે જુએ છે અને પોતાની આગળ લાકડાની સ્ટેન્ડ પર બ્રશ ઠોકી ઉતારૂને સાબદા કરતાં સાદ દે છે 'સાબ! બૂટપૉલિશ ..'

આવા એક નહિ પણ એકસામટા કેટલાય સાદ સંભળાય છે. પ્રત્યેક સબર્બન રેલવે સ્ટેશન પર ભૂરા રંગની

ઘરના એકાદ અંધારા ખૂણામાં કચરો–પૂંજો સાફ કરતી સાવરણી જેવી કનિષ્ટ વસ્તુના સાન્નિધ્યમા અસ્પૃશ્ય બની પડ્યાં રહેતાં, પરંતુ આજે પગરખા દીવાનખાના અને શયનખંડોથી માંડીને છેક ભોજનખંડો સુધી પહોચી ગયા છે આજનો સુધરેલો ગણાતો ભદ્ર સમાજ ચકચકિત બૂટ–જોડા પહેરીને પોતાના ઘરના એક ખૂણાથી બીજા ખૂણા સુધી ગમે ત્યાં ફરી શકે છે. પછી ભલેને ઘરમા પવિત્ર દેવ–દેવીઓ યા પૂજ્ય સંતો–મહાત્માઓ અને નેતાઓ મૂર્તિ યા છબીરૂપે બિરાજતા હોય !

આમ એક દૃષ્ટિએ વિચારીએ તો નરસિંહ મહેતાથી માંડીને મહાત્મા ગાંધીજી સુધીના સુધારકોએ પ્રબોધેલ અસ્પૃશ્યતા નિવારણની સિદ્ધિની અહી આપણે ઝાંખી કરી શકીએ છીએ અને મરેલા ઢોરની ચામડીમાથી બનતા ચામડાના પગરખાને ચકચકિત કરીને આવી ઉચ્ચ પ્રતિષ્ઠા અને પદવી આપવામાં પેલા બૂટપૉલિશવાળા ઉર્ફે પગરખાં–ચંપીવાળાનો કંઈ ફાળો ખરો કે નહિ ?



# કેશકર્તન

કેશકર્તન કેન્દ્ર!

આવું ભારેખમ અને ભદ્રંભદ્રીય નામ સાંભળીને રખે ભડકતા. આ યુગ પરિવર્તન અને પ્રગતિનો છે. 'બાલ કાપવાની દુકાન'થી માંડીને 'હેરકટિંગ સલૂન' અને તે પછી છેક 'કેશકર્તન કેન્દ્ર' સુધી આ નામાભિધાન પરિવર્તન પામતું રહ્યું છે, એટલું જ નહિ પરંતુ કોઈ કોઈ કલ્પનાશીલ કેશકર્તન કલાકારો તો પેલા અભિનવ કલાપ્રકાર 'પ્રતીકવાદ' (Symbolism) નો ઉપયોગ કરતા થઈ ગયા છે તેઓ તેમનાં કેશકર્તન કેન્દ્રો પર કોઈ નામને બદલે માત્ર કાતર અને કાંસકાના પ્રતીકનું બોર્ડ મૂકીને પોતાના ધંધાને એક કલાનું રૂપ અને બિરુદ આપતા થઈ ગયા છે આમ પ્રવેશદ્વાર ઉપર જ એક જાતનું સૂચિપૂર્ણ વાતાવરણ અનુભવાય છે અને તેનું આકર્ષણ તમોને ખેંચી જાય છે.

અને અંદર અહાહા! શું સુંદર સજાવટ! રાજમહેલમાં

જોવા મળતી સુંદર સુંવાળી ખુરશીઓ, સ્વચ્છ બિલોરી કાચના મોટા કદના આયના, કોઈ સર્જનના ઓપરેશન થિયેટરની યાદ તાજી કરાવે તેવાં ચકચકિત કેશકર્તનનાં ઓજારો, સુગંધીદાર તેલ, પાવડર, સ્નો અને સાબુનાં સૌંદર્ય પ્રસાધનો, નટ-નટીઓના ફોટા, એક ખૂણામાં મધુર સંગીત રેલાવતો રેડિયો, સેક્સથી માંડીને સ્પોર્ટ્સ સુધીનાં અનેક સામયિકો અને છાપા અને બગલાની પાંખ જેવા સ્વચ્છ પોશાકમાં સજ્જ સુઘડ કેશકર્તન કલાકારવૃંદ.

આ વૃંદમાં અમો એક પરિચિત જણાતો ચહેરો જોઈને આશ્ચર્યચકિત થઈ ગયા. ઘડીભર તો અમો અમારી આંખોનો વિશ્વાસ પણ કરી ન શક્યા. અમે પેલા બાઘાની જેમ હજી તેની સામે ટગર ટગર જોઈ રહ્યા હતા, ત્યાં તો 'કેમ બાબુકાકા ! હેર કટ કે માત્ર શેવ ?' એવો પ્રશ્ન પૂછી તેણે અમારી શંકા-કુશંકાને દૂર કરી. 'અલ્યા પશા ! તું અહીં ક્યાંથી ભાઈ ?' અમોએ સાશ્ચર્ય પૂછ્યું. 'કાકા ! મારા બાપા મરી ગયા અને ગામડા ગામમાં કંઈ કસ ન જણાયો, એટલે અહીં ચાલ્યો આવ્યો. આજ ત્રણ વર્ષથી અહીં કામ કરું છું અને સુખી છું.' કાકા ! કહી તેણે અમારા માથાના વાળ કાપવા શરૂ કરી દીધા

તેનો સંચો અમારા કેશનું કર્તન કરી રહ્યો હતો તે સાથે અમારા મનમાં પાંત્રીસ વર્ષ પહેલાનું જીવન તાજું થઈ રહ્યું હતું માથે ફાટેલું ચીંથરાળું ફાળિયું, ડીલ પર અડધી બાંયનું થીગડાંવાળું અંગરખું, જાડી

પછેડીની પોતડી, મોઢામાં તમાકુની ચલમ અને હાથમાં કપડાથી વીંટેલા હજામતનાં સાધનો.. આ વ્યક્તિને દોઢેક હજાર ઘરની વસતિવાળું આખું શિવપુર ગામ ઓળખે. દૂરથી જોતાંવેંત ‘ઓ જીવો હજામ આવે’ એમ ગામનો ગમે તે માણસ તેમને ઓળખી કાઢે, અને આ જીવો હજામ ગામમા ઘરઘરના જાણીતા. આકાશમાં સૂર્યનારણ ઊગે કે તરત જ જીવો હજામ તેની હજામતની થેલી બગલમાં ઘાલી ગામમાં ‘વતુ કરવા’ નીકળી પડે. અને ગામના લોકો પણ ગામના ચોતરે, તળાવ પર, કૂવા પર યા ખેતરે તેમની રાહ જોતા બેઠા હોય. જીવો હજામ પહેલાં ચલમ ફૂંકે અને પછી વતુ શરૂ કરે. વતુ કરતા જાય અને વાતોના તડાકા મારતા જાય. નાના છોકરાં હજામત કરાવતાં રડે તો ગજવામાંથી સાકરનો ગાંગડો આપીને રડતા બંધ કરી દે અને છોકરા સાકરનો ગાંગડો ખાઈ જાય ત્યાં સુધીમાં તો તેણે હજામત પૂરી કરી જ છે!

આવો જીવો હજામ ગામના એકેએક ઘર અને કુટુંબની રજેરજ વાતથી વાકેફ. ગામમાં સગપણ–સારામણું, બારમા–તેરમા, હોમ–હવન, જન્મ–મરણ, તકરાર–ટંટો, ફરિયાદ, હાર–જીત, જુગાર, નશો, ચોરી–છિનાળી, આમ જાતજાતની બાબતો અને વાતોથી પૂરા માહિતગાર. આખા ગામની હજામત કરે. સારા–માઠા પ્રસંગે સેવા–ચાકરી કરે અને બદલામાં ગામ તેમને જિંદગીભર રોટલો પૂરો પાડે અને નિભાવે. કેવી કામની વહેંચણી! અને કામના દામ! દામની ચૂકવણી રૂપિયા, આના, પાઈના ચલણી

સિક્કામાં નહિ પરંતુ આપણા શાસ્ત્રોએ જેને દેવરૂપ ગણ્યુ છે તે જીવ માત્રને પોષતા અને જીવાડતા 'અન્ન'માં થતી હતી અને ભૂલેચૂકે જો કોઈ પૈસો ધરે તો 'આને હું શું કરુ? એ થોડો જ કંઈ ખાઈ શકાય છે? મારે તો જોઇએ રોટલો' અને અન્નપૂર્ણાદેવીના દાનને તે વરદાનરૂપ ગણતો. આમ અમારા મગજમાં શિવપુરનો જીવો હજામ અને તેમનુ જીવન સજીવન થઈ રહ્યું હતું, ત્યાં તો તેમના કુળદીપક કેશકર્તન કલાકાર વધ્યા: 'લો કાકા, હેર કટ કમ્પલીટ' અને અમો તેમના કામના દામ પેટે તેમના હાથમાં નહિ પણ તેમના શેઠના હાથમા ચલણી સિક્કો મૂકયો ત્યારે અમારા મનની ગાડી ફરી વિચારને પાટે ચઢી ગઈ '...વતામાંથી કેશકર્તન કેવુ પરિવર્તન! કેવી પ્રગતિ!'



# હાથગાડીવાળો

સુહાગ એ નવા પલંગ પર આખી રાત ઊંઘી ન શકી. આગલા દિવસે જ પોતાના પતિએ છેલ્લામાં છેલ્લી ઢબનો નવો પલંગ આણ્યો હતો અને પોતાના શયનગૃહમાં ગોઠવતા કહ્યું હતું : 'સુહાગ ! કેવો મોટો સરસ પલંગ છે !'

અલબત્ત, સુહાગને પણ એ ભવ્ય વિશાળ પલંગ ગમ્યો હતો. પરંતુ એ પલંગ પરની એની પહેલી રાત અનિદ્રામા વીતી હતી આખી રાત તેના મનમા પેલા હાથગાડીવાળાના વિચારો જ ઘોળાયા હતા, અને એના ફાટેલા અને ગંધ મારતાં મેલાંદાટ કપડા, એની અઠવાડિયાની વધી ગયેલી દાઢીમૂછ, એના પગરખા વગરના ઢીંચણ સુધીના ખુલ્લા ખડતલ બરછટ ધૂળિયા પગ અને જાણે હમણાં તૂટી જશે એવી તસાતસ ઉપસી આવેલી શરીર પરની એની નસો અને એને રોજી અને રોટી પૂરી પાડતી પેલી લાકડાની હાથગાડી ..

હજી પ્હો ફાટયો ન હતો. મોંસૂજણુ થયુ ન હતુ ત્યાં તો હાથગાડી પર ફાનસ લગાવી ' શેઠ ! તમારો પલંગ ! કહેતાંક જ્યારે તેણે બારણાની ઘંટડી વગાડી હતી

ત્યારે નોકરે સુહાગને જગાડી હતી અને સુહાગે એ હાથગાડીવાળા પાસે જઈ પૂછ્યુ હતુ : 'ભાઈ! સવારના પહોરમાં આટલો વહેલો ?' 'શુ કરુ શેઠાણી! શહેરથી પદર માઇલ છેટેથી આવવાનુ અને બધા ઑર્ડરનો માલ આખા દા'ડામા પહોંચાડી દેવાનો એટલો વહેલો ન ઊઠુ તો પહોંચી કેમ વળુ ?' અને પછી પોતે શહેરના ફરફરના એક ખૂણેથી બીજે ખૂણે આખો દિવસ કેવો ગદ્ધાબોજ ખેચે છે તેનુ જ્યારે બયાન કર્યું ત્યારે સુહાગની છાતી બેસી ગઈ. તેણે ઊંડો શ્વાસ લઈને પૂછ્યુ : 'ભાઈ! આવી કાળી મજૂરી! તારા શેઠ તને શુ આપે છે?'

'ઠીક છે, મા-બાપ! રોટલો મળી રહે છે' હાથગાડીવાળાએ કહ્યુ તેના અવાજમાં અસતોષની છાંટ પણ ન હતી. તેણે પોતાની હાથગાડી પર લટકતુ ફાનસ બૂઝાવ્યુ અને સુહાગના નોકરે બંગલામા ચાંપ દાબી વીજળીની બત્તી બૂઝાવી. પ્રભાત ઊગી ચૂકયુ હતુ અને 'જયરામજીકી' કહીને હાથગાડીવાળો ઊગતી ઉષાની ઉષ્મા અનુભવતો અને ભજન લલકારતો ત્યાથી વિદાય થઈ રહ્યો હતો.

સુહાગ તેના શયનગૃહમાં પેલા પલગને જુએ છે અને તે સાથે તેને હાથગાડીવાળાનુ સ્મરણ થાય છે. તેનુ પેલુ ફાનસ અને 'ઠીક છે, મા-બાપ, રોટલો મળી રહે છે' એના એ શબ્દો તેનાથી વિસરાતા નથી.

☆

## સાગરકાંઠે

મનુ મરીન ડ્રાઈવની પાળ પર બેસી સામે ઘૂઘવતા દરિયાનુ દર્શન કરી રહ્યો હતો. દૃષ્ટિ દૂર દૂર ક્ષિતિજ સુધી લંબાતી હતી. સમુદ્રનાં ઊછળતાં મોજાંની જેમ તેના મગજમાં વિચારતરંગો ઊઠતા હતા· 'વિશાળતા તો સાગરની. એની ગોદમાં અનેક નદીઓ સમાય, એનો ખોળો સૌને માટે ખુલ્લો.' અને તે સાથે તેની નજર સાગર પરથી ઊઠી સામેની વિશાળ મહેલાતો તરફ મંડાઈ તેનુ મન બોલ્યુઃ 'મુંબઈ વિશાળ ખરું, તેની મહેલાતો ય મોટી ખરી, પરંતુ એના બારીબારણાં બંધ....' તેનુ મન ગ્લાનિ અનુભવી રહ્યું સાથે જ એના જીવનની સમસ્યા સળવળી ઊઠી.

ગામડાના ગરીબ માબાપનો એ દીકરો પોતાના બુદ્ધિબળથી ભણ્યો. સારા ભણતરે એને મુંબઈ દેખાડ્યુ, નોકરી અપાવી અને ભણેલી છોકરી પણ અપાવી. આજે

છોકરી દૂર દૂર ગામડામાં તેના તેડાની રાહ જોતી બેઠી છે. ‘ રૂમ મળે કે તરત મને મુંબઈ તેડાવો. જળ વિના જેમ માછલી તરફડે તેમ તમારા મિલન માટે તડપુ છુ ..’ આવા આવા અનેક પ્રેમઘેલા પત્રો આવતા હતા. અને છેલ્લા કેટલા ય મહિનાઓથી ઓટલા માટે લોકોના ઓટલા ઘસી રહેલા મનુને હૉટેલના રોટલા છોડવા માટે આહ્‌વાન આપતા તેની સમગ્ર બુદ્ધિશક્તિને કસી રહ્યા હતા. મનુએ મિત્રોને, સ્નેહીઓને, ઓળખાણુપિછાણુવાળાઓને અને સૌને વિનંતી કરી રાખી હતી ‘ ગમે ત્યાં અને ગમે તેવી પણુ પગ મૂકવા જેટલી ય જગા અપાવો.’ તેણે છાપામા જગા માટે જાહેરખબરો પણુ આપી હતી. રજાનો કે નવરાશનો બધો વખત તે આ ‘ મહાભારત ’ કાર્ય પાછળ ગાળતો હતો અને જ્યારે થાકતો–કટાળતો ત્યારે મરીનડ્રાઈવની સાગરપાળ પર આવીને બેસતો

દરિયો જોઈને તેનો થાક ઊતરી જતો, એનુ મન હળવુ થતું અને નિરાશાની કાળી વાદળીમાં આશાની રૂપેરી કોર ચમકતી. ‘ જેને આંગણે સાગર એનુ દિલ પણુ સાગર જેવુ ન હોય ? હમણાં નહિ તો ગમે ત્યારે ય મને જરૂર રૂમ મળશે ’

પરતુ તેની આ આશા પળવાર જ ટકતી. ભયકર વાસ્તવિકતાનુ સ્મરણુ થતા તેની એ આશા અને પિયા મિલનનુ સ્વપ્ન ભાગીને ભુક્કો થતાં આ વાસ્તવિકતા આગળ તેની બુદ્ધિ અને શક્તિ કઈ જ કારગત નીવડતી ન હતી જે બુદ્ધિશક્તિએ તેને વિદ્યા અપાવી, વનિતા

અપાવી અને છેવટે મુંબઈ બતાવ્યુ એ બુદ્ધિશક્તિ ૮×૧૦ ફૂટની ઓરડી મેળવી આપવામા નિષ્ફળ નીવડી હતી. કારણ સાવ સાદુ હતુંઃ ‘પાઘડી.’ પણ તે માટે તેની પાસે પૈસા ન હતા અને મુંબઈમાં તો ‘વસુ વગરનો નર પશુ’ ગણાતો.

આ સ્થિતિમાં મનુ માટે આશ્રયસ્થાન હતું માત્ર સાગરકાંઠો. સાગરની વિશાળતા તેને ખેંચતી. તેનો મસ્ત ઘૂઘવાટ તેને ગમતો, એમાં એ સંગીત સાંભળતો અને એ સગીતમા તેને માનવજાત માટેનું મહાગીત ગુંજતું સભળાતું. એ ગીત જાણે કહેતું હતુંઃ

‘આવો, આવો, દુઃખીઓ! મારા પેટાળમાં રત્નો પડ્યાં છે, હુ સૌને સાદ દઉ છું, મારો ખોળો સૌને માટે ખુલ્લો છે’ એ ગીત સાંભળીને મનુથી ભારે હૈયે બોલાઈ જવાતું ‘રત્નાકર! તારો ‘ખોળો’ ભલે સૌને માટે ખુલ્લો હોય પરંતુ આ તારી મુબઈ નગરી તો ‘ખોલી’ પણ આપવા તૈયાર નથી! તારા સગનો રંગ એને ક્યારે લાગશે?’



# નકલ અને અક્કલ

ચંચળબહેન આમ તો સ્થૂળદેહી છે, પરંતુ એમનું ચિત્ત એમના નામ પ્રમાણે ચંચળ છે–પેલા શાહી-ચૂસ જેવું. જેમ શાહીચૂસ શાહીને તરત ચૂસી લે છે તેમ એમનું ચિત્ત પણ કોઈ પણ વિચાર યા દૃશ્યને તરત ગ્રહણ કરી લે છે અને તેની નકલ કરવા મંડી પડે છે.

પડોશીને ત્યાં ગૅસનો ચૂલો જોયો એટલે તરત તેમણે પોતાના પતિને તકાદો કર્યો: 'આપણે પણ ગૅસનો ચૂલો લાવીએ. શું આપણે એમના કરતાં કંઈ ઊતરીએ એવાં છીએ?'

પતિએ સમજાવ્યું: 'ના. એવું નથી. આપણે પણ લાવીશું. હમણાં જરા ધીરજ રાખ.'

પરંતુ ચંચળબહેન જેનું નામ. એક પળ પણ થોભી શકે ખરા? 'ના. આજ અને અબઘડી. પહેલાં મારે ગૅસનો ચૂલો જોઈએ અને પછી બીજી બધી વાત....' એમની આ

હઠ ચાલુ રહી હતી અને એમના પતિએ સૌ કામ પડતાં મૂકીને સૌ પ્રથમ ઘરમાં ગૅસનો ચૂલો વસાવવો પડ્યો હતો.

તે પછી થોડા દિવસ વીત્યા ત્યાં તો નીચેવાળા પડોશીને ત્યાં નવો શિલિંગ ફ્રેન જોયો અને ચંચળબહેનનું મન ઊપડ્યું સાંજે પતિ ઘેર આવ્યા કે તરત જ પહેલી વાત એ મૂકી : 'મંગુબેનને ત્યાં શિલિંગ ફ્રેન આવ્યો અને આપણે ત્યાં નહિ! જુઓ, રૂમમાં કેવી ગરમી લાગે છે? બળ્યું! પૈસા શા કામના છે? જાતે સુખ નહિ ભોગવીએ તો પછી ધનને કરવું છે શું?' એમ કહીને ચંચળબહેને પંખાની આવશ્યકતા પર એક લાંબુલચક ભાષણ ઝીકી દીધું અને એ ભાષણની મૂર્છામાંથી એમના પતિ જાગે તે પહેલા સત્તાવાહી અવાજે સીધો પ્રશ્ન પૂછ્યો. 'બોલો કાલે પંખો લાવો છો કે નહિ? મારે બીજી આડીઅવળી વાત સાંભળવી નથી. કાલે ચોક્કસને?'

પતિ બે ચારવાર આંખો મીંચી-ઉઘાડી કહે : 'અરે! પહેલા તું મારી વાત તો સાંભળ. આ મહિને ખર્ચ ઘણો થયો છે'.. ત્યાં તો ચંચળબહેન નાનાં છોકરાંને દબડાવે તેમ નાક પર આંગળી મૂકી કહે : 'ચૂપ ચૂપ! એ બધી વાત પછી, પહેલાં ઘરમા પંખો આવી જવા દો પછી બધું ય થઈ રહેશે.' અને પતિની એક પણ દલીલ ચંચળબહેને કાને ધરી નહિ. છેવટે જ્યારે પંખો ઘરમાં આવ્યો ત્યારે જ તેમના મનને શાંતિ થઈ.

આમ આડોશીપાડોશીમાં જે કોઈ નવી ચીજ જુએ

તે પોતાના ત્યાં વસાવે. આજ પ્રમાણે તેમણે ઘરમાં ટયૂબ-લાઇટ, ફર્નિચર, સ્ટેનલેસ સ્ટીલનાં વાસણ, કબાટ, લૂગડાં-લત્તાં, દરદાગીના.. એમ દરેક ચીજ—એમના પતિના શબ્દોમાં કહીએ તો કેવળ 'દેખાદેખી'થી જ વસાવી હતી, અને એ બતાવવા કે પોતે પણ કોઈ વાતમાં જરા ય કમ નથી અને બીજાને ત્યાં જે હોય તે પોતાને પણ હોવું જોઇએ—પછી ભલેને એ ઉપયોગી ના હોય યા ગજવાને પોષાતું ન હોય!

અને તેથી જ ચંચળબહેનની 'નકલ'ને એમના પતિ 'અક્કલ વગરની નકલ' કહીને તેમને દૂરથી જ નવગજનાં નમસ્કાર કરે છે



# પ્રભાવઘેલછા

પ્રભાવતી અજબ યુવતી હતી. કોઈથી ગાંજી જાય નહિ એટલુ જ, પરતુ પોતાના પ્રભાવથી સામાને આંજી નાખવાની તેને આદત હતી. અને કેટલેક અંશે તે તેમાં સફળ પણ નીવડતી હતી કારણ કે, સામા પર પ્રભાવ પાડી શકે તેવાં ઉપકરણો તેને સારા પ્રમાણમાં લાધ્યાં હતાં રૂપ, યૌવન, શિક્ષણ, છટા, વાક્ચાતુરી.... પરતુ આમા તેને એક વસ્તુની ઊણપ સાલતી હતી અને તે હતો પૈસો. પોતાનો પતિ મધ્યમ સ્થિતિનો કારકુન હતો. એટલે તેની આવક મર્યાદિત હતી, જ્યારે પ્રભાવતીની પ્રભાવઘેલછાને કોઈ મર્યાદા ન હતી સામા પર પોતાનો પ્રભાવ પડવો જ જોઇએ એવી તેના મનમાં એક મહત્તા-ગ્રથિ બધાઈ ગઈ હતી અને આ ગ્રથિને પોષવા માટે તે પોતાના પતિ પાસે વારવાર ઘણો ખર્ચ કરાવતી.

ઘરમાં બારીબારણાં માટે ઊંચામા ઊંચા અને નવી-નતમ પ્રકારના પડદા, કુશન સાથે સ્પ્રિન્ગવાળો સોફાસેટ,

ટી સેટ, ડાઈનિંગ ટેબલ-ખુરશીઓ, ગાલીચા, ટોઈલેટ ટેબલ, ફ્લાવર વાઝ, રેડિયો, સ્લુઇગ મશીન .. આમ અનેક જાતનુ રાચરચીલુ તેણે ઘરમાં વસાવ્યુ હતું. ઘર એટલે એક રૂમમાં પાર્ટિશન કરીને ઊભી કરેલી બે ઓરડીઓ. પરંતુ પ્રભાવતી તેને કદી ઓરડી ન કહેતી, ભૂલેચૂકે કોઈ ઓરડી કહે તો તે તરત પોતાના પ્રભાવનો પરચો કરાવતીઃ 'ઓરડી નહિ ફ્લેટ કહો....'

અને તેના આ પ્રભાવનો વિશેષ પરચો તેના પતિને થયો હતો. સુતરાઉ સાડીનુ તો નામ જ ન લેતા, ડીયર! મને તો રેશમી સાડીઓ જ શોભે ...અને બ્લાઉઝનુ કાપડ ઓછામાં ઓછુ પાંચ-સાત રૂપિયે વારવાળુ જોઈએ જ. સેન્ડલ ક્રોમના અને ઊંચી એડીવાળા લાવજો. .અને પર્સ, ટોયલેટ તો હું જાતે જ પસંદ કરી લઈશ.. ' એમ કહીને પ્રભાવતી બજારમા 'શોપિંગ' માટે નીકળી પડતી અને બે હાથમા મોટા મોટા બંડલ લઈ તે ઘરે પાછી ફરતાં ' ઓ ડીયર! હુ તો થાકી ગઈ' કહી સોફામા બેસી પડતી, ત્યારે પેલા બંડલ જોઈને તેના પતિની છાતી બેસી જતી. પ્રભાવતી બિલ બતાવતી પરંતુ એ બિલ હાથમા પકડવાની તેના હિંમત ન ચાલતી, ન તો તે કંઈ બોલી શકતો. બિલ કરતા ય તેને વધુ બીક તો બૈરીની લાગતી એ હતો પ્રભાવતીનો પ્રભાવ!

અને આ પ્રભાવની અસરથી ભાગ્યે જ કોઈ બચી શક્યુ હતુ. આડોશીપાડોશી, ઓળખાણ-પિછાવાણા, સ્નેહી

સંબંધીઓ જ્યારે પોતાને ત્યા આવતાં ત્યારે ઘરની સાધન-સામગ્રી અને સજાવટથી અને પોતાની છટાયુક્ત વાક્ચાતુરીથી તે આંજી નાખવા પ્રયત્ન કરતી: 'જોયા ! આ નવા ગાલીચા ! આ તકિયા .. આ ફર્નિચર.. .આ પડદા... કહીને તે પોતાની નવી જણસો બતાવે અને કહે 'મને જૂની વસ્તુ ગમે જ નહિ. જુઓ ! સ્ટીલના આ નવાં વાસણો. ' અને પછી પોતાના કપડાં, આભૂષણો સુદ્ધાં બતાવે....અરે ! એક દિવસ કોઈએ સહેજ ટકોર કરી: પ્રભાબેન ! તમારા ઘરમા નોકર વગર કેમ ચાલે? '

થયુ. બીજે જ દિવસે ઘરમાં નોકર આવી ગયો. પ્રભાવતીનો પ્રભાવ વધ્યો. સાજે રંગબેરંગી રેશમી કપડા પહેરી, સેન્ટ-લીપસ્ટિક લગાવી હાથમાં પર્સ ઝુલાવતી તે બહાર ફરવા નીકળી પડતી. પાછળ નોકર તેની બેબીને તેડીને ચાલતો આ એનો રોજનો ક્રમ થઈ પડ્યો હતો.

એક દિવસ પ્રભાવતી તેના નિત્યક્રમ પ્રમાણે ફરવા જઈ રહી હતી પાછળ નોકર બાળપુત્રીને લઈને ચાલતો હતો. ત્યા સામેના ખુલ્લા મેદાનમાંથી એક ભરવાડ તેની ગાયોને લઈને તે રસ્તે નીકળ્યો આગળ ગાયો ચાલતી હતી અને પાછળ ભરવાડ. ભરવાડના ખભા પર ગાયનું વાછરડું હતું. તે વાછરડાને પોતાના પુત્રની જેમ વહાલ કરી રહ્યો હતો અને પ્રભાવતી તેની પર્સને .



# જોયું ન જોયું....

પેલી કહેવત છે કે 'ઊંઘતો બોલે, જાગતો કદી ના બોલે.' ભાવાર્થ કે ઊંઘવાનો ડોળ કરીને જાગતો પડેલો માણસ જો એની ઇચ્છા ન હોય તો કદી ના બોલે, જ્યારે ખરેખર ઊંઘતો માણસ અવાજ સાંભળતાં જાગી જઈ તરત બોલી ઊઠે છે. કંઈક આવી જ એક બીજી કહેવત છે. 'છતી આંખે અંધાપો...' એટલે આંખો હોવા છતાં માણસને અંધાપો હોઈ શકે છે. આ અંધાપા પાછળ પણ મનનુ કારણુ હોય છે. જો માણસની ઇચ્છા ન હોય તો એ આંખે દેખતો હોવા છતા જાણે પોતે કંઈ જોતો જ ન હોય એવો ડોળ કરી શકે છે આની પ્રતીતિ ઓચ્છવલાલને અનેક વાર થઈ છે.

એક વખત તે બસ માટે 'ક્યુ'માં ઊભો હતો. 'ક્યુ' ઘણી લાંબી હતી અને હરપળે વધુ ને વધુ લંબાતી જતી હતી. તેમણે પાછળ ડોકિયુ કર્યું તો તેમનો એક

ઓળખીતો યુવાન 'ક્યુ'મા ઊભેલો જણાયો. તેમણે દૂરથી તેના તરફ હાથ લાંબો કર્યો. પેલા યુવાને તે જોયો પણ ખરો પરંતુ જાણે પોતે એ જોયો જ ન હોય એવો ડોળ કરીને આડુ જોવા માંડયો ઓચ્છવલાલે તેની સામે નજર માંડવા પ્રયત્ન કર્યો; પરંતુ દર વખતે તે આડુ જોતો હતો. ઓચ્છવલાલને એટલી તો ખાતરી થઈ ગઈ હતી કે પેલા યુવાને તેમને જોયા છે કારણ કે, જ્યારે જ્યારે તે તેની તરફ જોતા ત્યારે ત્યારે તે તેની નજર પોતાના તરફથી ઉઠાવી લઈને બીજે ફેરવી લેતો હતો. આમ પોતાને જોયા છતાં જાણે જોયા ન હોય એવો ડોળ કરતો હતો. આનુ કારણ ઓચ્છવલાલને સમજાયુ નહિ. તે નવાસવા મુંબઈ આવ્યા હતા. એ તો બસમાં ટિકિટ લીધા પછી ઊતરતી વખતે ઓચ્છવલાલે જ્યારે મોટેથી સાદ દીધો, 'ભાઈ મનોજ ! ત્યારે જ મનોજે તેમની સામે જોયુ અને 'ઓહો કાકા !' તમો આ બસમાં જ હતા ?' એમ સાશ્ચર્ય પૂછ્યુ અને સાથોસાથ દિલગીરી વ્યકત કરી· 'કાકા ! માફ કરજો. મેં તમને જોયા ન હતા પરંતુ તેનુ અંતર કહેતું હતું· 'જોયા તો હતા પરંતુ બોલુ તો એમની ટિકિટ લેવી પડે ને..!'

બીજો પ્રસંગ ઓચ્છવલાલ ગાડી પકડવા માટે ચર્ચ-ગેટ તરફ જઈ રહ્યા હતા રસ્તામાં દૂરથી તેમણે ફ્લોરા ફાઉન્ટન તરફ ઝડપથી જતા પોતાના એક બીજા પરિચિત પૂનમચંદને જોયા અને પૂનમચંદે એમને પણ જોયા. પળવાર બન્નેની નજર મળી પણ ખરી અને ઓચ્છવલાલ તેમને

બોલાવવા હાથનો ઇશારો કરે તે પહેલાં તો પૂનમચંદ નજર ફેરવી લઈ જાણે પોતે કઈ જોયુ જ નથી એવો દેખાવ કરીને ઝડપથી આગળ નીકળી ગયા. ઓચ્છવલાલે પાછળથી બૂમ મારી 'પૂનમચંદભાઈ!' પરંતુ ત્યા તો સામેના ટ્રાફિક સિગ્નલે 'Go'ની સંકેત આપતાં પૂનમચંદ ઉતાવળથી રસ્તો ઓળગીને સામેના રસ્તા પર જઈ પહોચ્યા ઓચ્છવલાલે માન્યુ કે રસ્તો ઓળગી લીધા પછી પૂનમચંદ ઊભા રહેશે, પરંતુ 'સીમોલ્લંઘન કર્યા પછી પૂનમચંદ તો કોઈ વિજેતાની અદાથી આગળ સડસડાટ ગયા અને ઓચ્છવલાલ વિચાર કરતા ત્યા જ ઊભા રહી ગયા 'આ મુબઈ ખરુ જ્યા માનવી માનવીને જુએ છે છતાં જોયુ ન જોયુ કરે છે, છતી આંખે આંધળા બનવું પડે છે . . .'

અને તે સાથે તેમને તેમના ગામનુ જીવન યાદ આવ્યુ. દૂરથી દૃષ્ટિ પડતા 'રામ રામ ભાઈ!' કહીને દોડતા આવીને બીજાને ભેટી પડે. એ દૃશ્ય તેમને અહીં વિરલ જણાતું હતુ.



# સોસાયટીમાં 'સ્ટેટસ'

પહેલાં તો મધુકર સાંજે ઑફિસથી ઘરે પાછો ફરતો ત્યારે ઘણી વખત માલતી તેની પાસે બેસીને લાગણીપૂર્વક પૂછતી: 'કેમ ! આજે બહુ થાકી ગયા છો ? ટ્રેનમાં ઘણી ગીરદી હતી ? બસ સ્ટૅન્ડ પર વધારે વાર ઊભું રહેવું પડયુ ?' પરંતુ હવે આ ક્રિયા ઊલટાઈ ગઈ હતી. કારણ કે, છેલ્લા ત્રણેક માસથી માલતીએ પોતે નોકરી કરવા માડી હતી અને તેથી સાંજે મધુકરને સામું પૂછવુ પડતું' 'કેમ માલતી આજે ઘણી થાકેલી લાગે છે ?' અને માત્ર આ ક્રિયા જ નહિ પરંતુ એમના કુટુંબજીવનની ઘણી બાબતો બદલાઈ ગઈ હતી. માલતી આખો દિવસ ઑફિસે જાય એટલે ઘરમા નાના બાબાના ઊછેર માટે એક આયા અને ઘરના કામકાજ માટે એક બાઈ રાખવી પડી હતી.

આમ એક તરફ માલતીની આવક શરૂ થઈ હતી તો બીજી તરફ એટલો જ ખર્ચ પણ વધ્યો હતો અને તેથી મધુકરે તેની જૂની દલીલ ફરી શરૂ કરી હતી:

'માલતી ! આ તારી નોકરી તો સરવાળે આપણને મોંઘી પડી જાય છે. તું જે પગાર લાવે છે એ બધો તો આ બે બાઈઓ પાછળ ખર્ચાઈ જાય છે, અને નોકરને હસ્તક ઘર રહ્યું એટલે બીજો ખર્ચ પણ વધારે થાય છે. આ તો ઊલટો ખોટનો ધધો...' પરતુ મધુકરને વચ્ચે જ બોલતો અટકાવી તેની દલીલ આગળ કરતી 'પરતુ સોસાયટીમાં કેવું સારુ દેખાય છે ? આપણા ઘરે બબ્બે નોકર. વળી મારી સર્વિસથી આપણું સર્કલ પણ કેટલુ વધી ગયુ છે ? કેટલી બધી નવી ઓળખાણ-પિછાણ થઈ છે... ?' જવાબમાં મધુકર કહેતો 'એથી શો લાભ ? ઊલટી ઊઠબેસ વધી છે-ઉપાધિ વધી છે.'

'અને મધુકરની નજર સમક્ષ છૂટીના દિવસે તેના ઘરે મહેમાનોના થતા ધસારાનુ ચિત્ર ખડુ થતુ અને તેના મગજમા વિચારો ચાલતા 'આ ધમાલમાં ક્યાથી મળે આરામ કે દાંપત્યજીવન માટેનુ એકાંત ? અને સૌથી વધારે દુખ તો એ છે કે, જ્યારથી માલતીએ નોકરી શરૂ કરી છે ત્યારથી બિચારો નાનો બાબો તો સપૂર્ણ રીતે એક અજાણી આયાને સોપાઈ ગયો છે જાણે છતી માએ નમાયો ! અને છૂટીના દિવસે પણ માલતી તો તેની સોસાયટી અને સર્કલથી નવરી જ ક્યારે પડે છે ? .' પરતુ મધુકર લાચાર હતો તેને પાકી ખાતરી થઈ ગઈ હતી અને માલતીના મગજમા 'સ્ટેટસ'ના ખોટા ખ્યાલોનુ ભૂત ભરાઈ ગયુ છે અને જો એમ ન હોત તો તેની ઇચ્છાવિરુદ્ધ એ કદી નોકરી કરત ખરી ? નોકરી કરવા માટે શુ તેણે ઓછા

ધમપછાડા કર્યા છે? 'મારા ભણતરનો શો અર્થ? તમે તો મને ઘરની ઉંદરડી રાખવા માગો છો. આજે તો ઘણી સ્ત્રીઓ નોકરી કરે છે...'

અને એની આ દલીલના સમર્થનમાં તે અનેક દાખલાઓ ટાકતી. 'પેલાં પ્રેમિલાબેન આજે વર્ષોથી સ્કૂલમાં નોકરી કરે છે. એ તો બિચારાં પરણીને ઘરે આવ્યાં પછી પતિના આગ્રહથી ભણ્યા–ખાસ નોકરી કરવા માટે. અને આપણા આ પાડોશી શશીબેન, પેલાં સામેવાળા વસુબેન અને નીચેવાળાં નિરુબેન આ બધા તો ઘરે નોકરચાકર રાખીને પોતાની સાહ્યબી-સ્ટેટસ બતાવી શકે છે ને?...' અને નોકરી કરીને નોકરચાકર રાખવાના પોતાની પત્નીના 'સ્ટેટસ'ના ખ્યાલને મધુકરને વશ થવું પડયુ હતું!



# રમાબેનનો રામો

રમાબેનને રામા વગર ન ચાલે. રામો જાણે એમના હાથ-પગ. વહેલી સવારે જ્યાં સુધી એ ઓરડીનું કમાડ ન ખખડાવે ત્યા સુધી રમાબેન પથારીમાંથી પણ ન ઊઠે. અરે, આંખ ઊઘડી ગઈ હોય તો પણ 'રામો આવે ત્યારે ઊઠું'' એવી રોજની આદત પ્રમાણે પથારીમાં પડ્યાં પડ્યાં રામાના જ વિચારો કર્યા કરે. 'એ ક્યારે આવશે? મોડુ તો નહિ થઈ ગયુ હોય? માળામાં માણુસોની અવરજવર તો સંભળાય છે. રામો હજી કેમ ન આવ્યો.. ?' આમ વહેલી સવારમાં જ એના નામની માળા શરૂ થઈ જાય, એના નામનુ જ રટણ ચાલે ત્યા તો બારણે ટકોરા પડે અને તે પથારીમાથી પગ નીચે ધરતી પર મૂકે અને સવારના પહોરમાં સૌથી પ્રથમ દર્શન રામાનુ જ

ભલેને જૂનવાણી સ્ત્રીઓ સવારમાં ભગવાનનુ નામ લે અને પથારીમાથી ઊઠતા પહેલા પ્રથમ પતિ યા

પરમેશ્વરનું દર્શન કરે પરંતુ રમાબેન જુદી માટીનાં. મોઢેથી ભગવાનનું નામ લેવું અથવા સવારમાં સૌ પ્રથમ પતિનું મોં જોઈને જ ઊઠવું એવો જૂનો સતીધર્મ તેમની માન્યતા પ્રમાણે સત્યુગમાં જ પરવડી શકે. આ તો કળિયુગ કળ-(યંત્ર)યુગ-છે. એમાં તો ભાવનાનું કામ જ નહિ. 'યુટિલિટી' (ઉપયોગિતા) પહેલી અને 'ઈમોશન' (ઊર્મિ) પછી. અને તે તો માળામાં બૈરીઓ સમક્ષ ખુલ્લે ખુલ્લુ કહેતાં યા ખરાં: 'આપણી જે ભીડ ભાંગે એ આપણો ભગવાન. રામા વગર આપણે એકે દિવસ નિભાવી શકીએ છીએ? બોલો!....' અને જવાબમાં બૈરાં સૂર પૂરતાં: 'ના, બાપ! રામા વગર ન ચાલે. એના વિના બધું ય અંધારું.'

ને પછી તો બૈરાં ભૂતકાળમાં ઊતરી પડતાં અને રામાની ગેરહાજરીના પ્રસંગો યાદ કરીને પોતે કેવાં હેરાનપરેશાન થઈ ગયેલાં એનાં ઉદાહરણો રજૂ કરતાં અને છેવટે ઉપસંહારમાં એક જ અભિપ્રાય ઉચ્ચારતાં: 'અહીં મુબઈમાં બધા વગર ચાલે, રામા વગર નહિ..' અને રમાબેન તો એમના ઘડિયાળનો સમય પણ રામાને જોઈને જ મેળવતાં. પછી ભલેને રામો કદી ઘડિયાળ રાખતો ન હોય યા તેને ઘડિયાળ સુદ્ધાં જોતાં ય ન આવડતું હોય! વહેલી સવારે દૂધ માટે વાસણ લેવા રામો આવે એટલે સવારના પાંચ વાગ્યા હોય, ચા-નાસ્તાના વાસણ માંજવા આવે એટલે છનો સમય થયો હોય, કપડાં-વાસણ ધોવા આવે એટલે બપોરના બારનો ટકોરો પડ્યો હોય આમ રામાના પગ ફરે તે પ્રમાણે

રમાબેનની ઘડિયાળનો કાંટો ચાલે. એટલુ જ નહિ પરંતુ સૂરજ ઊગ્યો છે કે આથમ્યો છે તેનું ભાન રામો જ કરાવે. અરે! ઋતુ યા તહેવારની યાદ પણ રામો જ આપે. જન્માષ્ટમી યા ગણેશચતુર્થીના તહેવારોનુ સ્મરણ રામાની ગેરહાજરીથી જ થાય અને એની ગેરહાજરી એટલે રમા-બેનને મન મોટી સજા. તેમાં ય જો રામાની લાબી ગેર-હાજરી હોય તો રમાબેન અડધાં માદાં પડી જાય. વર્ષે બે વર્ષે રામો જ્યારે તેના મુલકમાં જવા માટે એકાદ મહિનાની રજા માગે ત્યારે રમાબેન રડી પડે–જાણે સાવ નિરાધાર બની ગયાં ન હોય! એ તો જ્યારે તેમના પતિ કહે' 'રામાને પણ એનુ ઘર છે, એને બૈરી છે, એનાં છોકરાં છે. આપણી જેમ એને પણ સંસાર છે માયા છે' ત્યારે જ રમાબેન નાછૂટકે મન વાળતાં' પરંતુ જેમ એકની એક ઉંમરલાયક છોકરી સાસરે જતાં મા હાથ–પગ વગરની થઈ જાય અને ઘરના પ્રત્યેક કામ વખતે જેમ તેનુ તીવ્ર સ્મરણ થઈ આવે, તેમ રામો લાંબી રજા પર જતાં રમાબેનનુ થતું. એમની નજર સમક્ષ ધોતિયુ અને બંડી પહેરેલો સીસમ શો શામળો રામો વારવાર દેખાતો. ઘરનુ કામકાજ તેમને કરડતું રોજ વાસણ–કપડાનો ઢગ જોઈને એમની છાતી બેસી જતી અને અધૂરામાં પૂરુ દુષ્કાળમાં અધિક માસની જેમ એ દિવસો દરમિયાન જો કોઈ મહેમાન ટપકી પડે તો તો થઈ રહ્યુ 'અતિથિ દેવો ભવ'ની ભાવનાનો મૃત્યુઘંટ વાગી જતો



# ટીકાનો ટીકો

વીણાબેને શાકની થેલી લઈ ઘરમાં પ્રવેશ કર્યો કે તરત તેમનાં પાડોશી લક્ષ્મીબેને ત્યાં આવી પૂછ્યુ 'મારા પરવળ લાવ્યા કે ?'

'હા' કહી વીણાબેને તેમની થેલીમાંથી પરવળ જુદાં કાઢી આપ્યાં, ત્યાં જ લક્ષ્મીબેને પૂછ્યુ. 'અને તમે શું શાક લાવ્યાં ?'

'હુ તો કોળુ લાવી, બેન !' વીણાબેને કહ્યું 'બળ્યુ ! તમે તો હમેશાં આવી સસ્તી વસ્તુઓ ઉપાડી લાવો છો.' લક્ષ્મીબેન મોં મચકોડી બોલ્યાં: વીણાબેનને આ ટીકા ગમી નહિ, પરંતુ તે ચૂપ રહ્યાં. કારણ કે, લક્ષ્મીબેનના સ્વભાવથી તે પરિચિત હતા. જો કોઈ વાતની ટીકા કરે નહિ તો તે લક્ષ્મીબેન નહિ અને ટીકા કરવાના પ્રસંગો થોડા જ કંઈ શોધવા પડતા ? કોઈ પ્રસંગ નજરે પડ્યો નથી કે તેના પર લક્ષ્મીબેનની ટીકાનો ટીકો ચોટયો નથી !

વીણાબહેનને વહેલાં પરોઢિયે પાચ વાગે ઊઠવાની ટેવ. સવારે સાત–સડાસાત વાગે લક્ષ્મીબેન હજી મોઢામાં દાતણ ચાવતા હોય ત્યારે વીણાબેનના ઘરનુ અડધુ કામ પતી ગયુ હોય. દાતણ ચાવતા ચાવતા જ લક્ષ્મીબેન એમના સ્વભાવનો પરચો બતાવે 'બચ્યુ ! વીણાબેન ! લાઇટ કરીને કામ કરવું પડે એટલાં બધા વહેલાં શા માટે ઊઠો છો ? આવડો મોટો દા'ડો પડ્યો છે ને ! આ અમે તો હમણા જ ઊઠ્યા'

'બેન ! તમારી વાત જુદી છે' કહીને વીણાબેન વાતને ટાળતાં સવારના પહોરમા વાદવિવાદમા ઊતરવાનુ તેમને ગમતુ નહિ, પરતુ તેમના ગમાઅણગમાને લક્ષ્મીબેન થોડુ જ કઈ ગણકારે ? થોડીવાર પછી તે વીણાબેનની ઓરડીમાં આવે અને ઊલટ તપાસ આદરે 'આજે શી રસોઈ કરી ?' 'ભાખરી–શાક' વીણાબેન ટૂકો અને ટચ જવાબ આપે. પરતુ લક્ષ્મીબેન તેના પર લાંબુ લચક ટિપ્પણ શરૂ કરી દેઃ 'અમારે તો ભાઈ ! બે વાનગીથી ન ચાલે દાળ, ભાત, રોટલી, શાક, બે અથાણાં, ચટણી, રાયતું, પાપડ–આ બધું રોજ જોઇએ' વીણાબેન મૂગાં રહે ત્યા તો લક્ષ્મીબેન તેમના ભાથામાથી ટીકાનુ બીજુ તીર ફેકે' 'વીણાબેન ! તમો જીવનાં કાઠા, હો, આ કેવી હલકી સાડી પહેરી છે ?' આથી વીણાબેનનુ સ્વમાન ઘવાતું પણ તે સયમ જાળવી કહે 'બેન, ઘરમા તો આવી સસ્તી સાડી ચાલે' 'ઊહુ' કહી લક્ષ્મીબેન નાક મચકોડે અને પછી ગળુ ફુલાવીને લહેકાપૂર્વક કહે 'અહી તો ઘરમા પણ પદર રૂપિયાથી

ઓછી સાડી પહેરે ઈ બીજા' વીણાબેન શું જવાબ આપે? કેવળ માથુ ધુણાવે અને મનમાં ઇચ્છેઃ 'હવે તો આ જોગમાયા અહીંથી સિધાવે તો સારુ અને ખરેખર 'લો! વીણાબેન! હવે ઊઠું મારે તો ઘરમાં ઘણુ કામ પડયુ છે' કહીને લક્ષ્મીબેન ઊભાં થતાં ત્યારે વીણાબેન 'હાશ લપ ગઈ' એમ સ્વગત બોલી છૂટકારાની લાગણી અનુભવતાં. જતાં જતા 'લો ? હવે બપોરે ડોકિયુ કરીશ' એમ જ્યારે પોતાના પુનરાગમનનો કૉલ આપતા ત્યારે વીણાબેનના ગાલ પર કોઈએ ધોલ મારી હોય તેવો સોળ ઊઠતો.

આપેલા કૉલ પ્રમાણે લક્ષ્મીબેન બપોરે હાજર પણ થઈ જતાં. હાથટેકા વગરની લાકડાની ખુરશીમાં તેમની વજનદાર કાયા ગોઠવતા વેત તેમની જીભ સળવળતીઃ 'હવે તો વીણાબેન! સોફા વસાવો. આ ભંગાર ખુરશીઓ ક્યાં સુધી ચલાવશો ?' અને પછી સગર્વ કહેતા 'અમો-એ હમણાં જ પાંચસો રૂપિયાનો નવો સોફાસેટ આણ્યો' વીણાબેન એમની ફાટેલી સાડી સાધતાં સ્વસ્થતાથી કહેતાં' 'લક્ષ્મીબેન! અમને એવો શોખ ન પોષાય તમે રહ્યાં મોટા વેપારી, જયારે અમો મામુલી માસ્તર' ત્યાં તો વીણાબેનની પેલી સાડી લક્ષ્મીબેનની ટીકાનુ નિશાન બનતી· 'હવે આ ફાટેલા ગાભાને કેટલા થીંગડાં મારશો ? આપી દોને કોઈ ગરીબગુરબાને', વીણાબેન તીવ્ર સ્વરે કહેતાઃ 'ઘરડા માબાપ અને ફાટેલાં લૂગડાની શરમ ન હોય' વીણાબેનનો આ જવાબ લક્ષ્મીબેનની જબાનને ચૂપ કરતો, પરંતુ માત્ર થોડી વાર. કેટલીક આડીઅવળી વાત કર્યા પછી તે પૂછતાંઃ

'આજે પિકચર જોવા આવશો ?' 'ના' વીણાબેનનો એકાક્ષરી જવાબ મળતો. આથી લક્ષ્મીબેન અકળાઈને બોલી ઊઠતાં. 'વીણાબેન, તમને ન કંઈ ખાવા-પીવાનો શોખ ન પહેરવા ઓઢવાનો શોખ, તો પછી શોખ છે શાનો ?' 'લક્ષ્મીબેનની ટીકા સાંભળવાનો' વીણાબેન મર્મવાણી ઉચ્ચારી સૂચક સ્મિત કરતાં, પરંતુ એમની એ મર્મવાણી અને સૂચક સ્મિતિની અસર લક્ષ્મીબેનના પેલા 'ભેજાના પ્રદેશ' સુધી કદી પહોંચતી નહિ.



# ભણતર

કેદારનાથને એંસી વર્ષ થયાં હતાં છતાં એમની આંખ ઉપર ચશ્મા ચઢયા ન હતાં; જ્યારે એમનો પચાસ વર્ષનો પુત્ર તો ઠીક, પરંતુ પંદર વર્ષનો પૌત્ર પણ ચશ્માને આંખ બનાવી ચૂકયો હતો અને જો ચશ્મા કયાં ય આડા-અવળા મુકાઇ જાય તો તે શોધવાનું મુશ્કેલ બની જતું. કારણ કે, ચશ્મા શોધવા માટે પણ ચશ્માની જરૂર પડે એટલી હદે આખ અસહાય બની ગઈ હતી.

કેદારનાથ વિચારતા: 'પરંતુ એમાં બાપડી આંખો-નો શો દોષ? એની કામ કરવાની પણ હદ હોય છે.' અને તે સાથે હાઈસ્કૂલમાં અભ્યાસ કરતા એમના પૌત્રનાં પુસ્તકો અને નોટબૂકોના ઢગલા તરફ તેમની નજર જતી અને તેમની છાતીનાં પાટિયા બેસી જતા: 'આ થોથાની થપ્પી કરવામા આવે તો તેની ઊંચાઈ પેલા બિચારા છોકરાની ઊંચાઈ કરતા ચાર આગળ વધે અને જો થોથાનુ વજન કરવામા આવે તો તે કદાચ છોકરાના

વજન કરતાં ય વધી જાય .' તે સાથે એમના પૌત્રની મૂર્તિ મનોચક્ષુ સમક્ષ ઊપસી આવતી. હાથ-પગ દોરડી, પાંસળીઓ ગણી શકાય તેવું પાતળુ કાગળની કોથળી જેવું શરીર, પુસ્તકોના બોજ હેઠળ ચગદાતુ એનુ નાનું મગજ અને આંખે ચશ્માના દાબડા. કેવી કૃષ બેડોળ આકૃતિ!

અને તેમાં ય પરીક્ષાના દિવસોએ રાત્રે વીજળીના દીવાના પ્રકાશમાં ચારે બાજુ પુસ્તકોના ઢગલા વચ્ચે ઢંકાઈ ગયેલા અને ચાના ઉકાળેલા રગડાના નશાના જોરે જાગતા રહી ગોખણપટ્ટી કરતા પોતાના પૌત્રનું દૃશ્ય તેમની નજર સમક્ષ ખડું થતું ત્યારે તે કંપી ઊઠતા અને તેમનાથી બોલાઈ જવાતુ . 'પ્રભુ ! જેવું હતું તેવું ફરી ભારત બનાવી દે મારું...' અને તેમનો ભૂતકાળ જાગ્રત થતો... દિવેલનું કોડિયુ, ભગરી ભેશના તાજા દૂધનો કટોરો, ગણીગાંઠી ચોપડીઓ, સ્લેટ-પેન (નોટબૂક અને પેન્સિલ યા ફાઉન્ટન-પેનનુ તો દર્શને ય દુર્લભ) ઘરનું લીપ્યુ ગૂંપ્યુ, ખુલ્લુ વિશાળ આગણુ, ઘર આગળ લીલા લીમડાનુ ઝાડ, દૂર મંદિરનો ઘંટારવ, આરતી, રાત્રે માતાના મોઢે સાંભળવા મળતી રામ, કૃષ્ણ, શિવ અને વિષ્ણુની વાતો.. પરીક્ષાના સમયે વહેલા પરોઢિયે ચાર-પાંચ વાગે 'બેટા! તારે પરીક્ષા છે, વાચવા ઊઠ' કહીને ઉઠાડતી અને ગરમાગરમ દૂધ પાતી માતા . .'

આ બધાં ભૂતકાળનાં સ્મરણો વાગોળ્યા પછી

જ્યારે કેદારનાથ આજની પેઢીનો વિચાર કરતા ત્યારે એમના પુત્ર અને પૌત્ર વચ્ચેનો પેલો વાર્તાલાપ યાદ આવતો

પૌત્ર. 'પપ્પા! કાલે મારે દસ રૂપિયા ફી, દસ રૂપિયા ટર્મ-ફી અને પંદર રૂપિયા સ્કૂલની બસના મળી કુલ પાંત્રીસ રૂપિયા જોઈશે. વળી આ ચોમાસામાં નવા ગમબૂટ, રેનકોટ, ટોપી અને સ્કૂલના યુનિફોર્મની એક વધુ જોડ .'

ત્યાં તો વચ્ચે જ પિતાનો તરડાયેલો તીખો અવાજ સંભળાતોઃ 'બસ, બસ દીકરા! તારા આ ભણતરથી તો તોબાહ! હમણાં થોડા દિવસ પહેલાં જ ચોપડા અને નોટબૂકો પાછળ પચાસ-સાઠ રૂપિયાનું આંધણ કર્યું છે ઘરમાં કાંઈ તું એકલો ભણનાર નથી. બીજી તારી બે બેનો અને એક ભાઈ પણ છે મારો અડધો પગાર આમ તારી પાછળ ખરચુ તો પછી એમને ભણાવું શું અને ખવડાવુ શું?..'

અને કેદારનાથની વૃદ્ધ આંખો અશ્રુભીની બનતી. તેમનુ મન આક્રંદ કરતું 'વિદ્યાનો કેવો વિનિપાત! 'સા વિદ્યા યા વિમુક્તયે' એ શું માત્ર સૂત્ર જ રહેવાનુ ?'



# અરેરે !

કંદર્પે ઓનરશિપનો ફ્લેટ લીધા પછી ખાસ 'ઇન્ટીરિયર ડેકોરેટર્સ' રોકીને તેની ખાસ સજાવટ કરાવી હતી. તેમાં અદ્યતન ઢબના સોફાસેટ, ટિપોય, ટોઇલેટ ટેબલ, ખુરશી, બારીબારણાના પડદા, ફોટા, રેડિયો, કબાટ, આદિ રાચરચીલુ કલાત્મક રીતે ગોઠવવામાં આવ્યુ હતું. ત્રણ ખંડના એ ફ્લેટના સુશોભન અને સજાવટમાં કલા અને સૌંદર્યની દૃષ્ટિને પ્રાધાન્ય આપવામાં આવ્યુ હતું કે દર્પ અને તેની પત્ની નીલા પોતાના આ નવા સુસજ્જિત ફ્લેટને જોઈને આનંદ અને સંતોષની લાગણી અનુભવતાં હતા.

એક રાત્રે રસોડામાં કંઈક અવાજ થતાં નીલા ઓચિંતી ઝબકીને જાગી ગઈ અને તેણે સાથે કંદર્પને પણ જગાડ્યો. બન્ને રસોડામાં ગયાં અને ચારે બાજુ જોવા માંડ્યા પરંતુ કંઈ નજરે પડયુ નહિ 'તો આ અવાજ આવ્યો ક્યાથી?' નીલાએ ગભરાઈને પૂછ્યુ.

'હશે ઉંદર–બિલાડુ' નિદ્રાથી ઘેરાયેલી આંખો ચોળતા કંદર્પે કહ્યુ અને બગાસુ ખાતાં 'ચાલ હવે સૂઈ જઈએ' એમ કહી તે શયનખંડમાં ચાલ્યો ગયો.

થોડીવાર પછી ફરી અવાજ થયો અને નીલા પથારીમાંથી સફાળી ઊભી થઈ જતાં બોલી: 'જુઓ પાછો અવાજ સંભળાયો.' અને કંદર્પને ઢંઢોળતા કહ્યુ: 'ઊઠો, ચાલો મારી સાથે.' અને પુનઃ એ યુગલ પેલા અવાજનુ રહસ્ય ઢૂંઢવા રસોઈ ઘરમા ગયુ. કંદર્પ તો અર્ધમીંચી આંખે ઝોકા ખાતો હતો ત્યાં 'અરે! જુઓ! આ અભરાઈ પર મોટો સાપ' એમ ચીસ પાડી નીલા ભયભીત બની તેને બાઝી પડી, અને સાપનુ નામ સાંભળી કંદર્પની ઊંઘ ઊડી ગઈ. તેણે અભરાઈ પર નજર કરી તો મોટો મણિ-ધર ફેણ ચઢાવીને ફૂંફાડા મારી રહ્યો હતો.

કંદર્પ પણ ગભરાઈ ગયો. 'હવે કરવું શું?' એવી ભયમિશ્રિત મૂઝવણ અનુભવતા તે શૂન્યમનસ્ક બની ગયો. ત્યાં તો નીલાએ કંપતે સ્વરે કહ્યુ: 'જોઈ શું રહ્યા છો? દોડો! લાવો મોટી ડાગ અને કરો આ કાળા નાગને ખતમ. નહિતર એ આપણો જીવ લેશે' અને કંદર્પ કૂદકો મારીને બીજા ખંડમાં ગયો. તે આખો ફ્લેટ ઢૂંઢી વળ્યો; પરન્તુ તેને મોટી ડાગ તો શું નાનકડી લાકડી પણ હાથ ન આવી! છેવટે રસોડામાં દોડી જઈ તે બોલ્યો: 'નીલા આખા ફ્લેટમાં ડંડો કે ડાગ કંઈ ન મળે. એક આ ટેનિસનુ રેકેટ છે....'

ત્યાં નીલા બોલીઃ ‘ પણ એ રેકેટથી આવડો મોટો સાપ થોડા જ વશ કરી શકાય ? એને માટે તો જોઈએ રેકેટ, રેકેટ’ અને પછી ટોણો મારતાં બોલીઃ ‘ મરદ જેવા મરદ થઈને ઘરમાં એક લાકડી સરખી પણ રાખતા નથી ? તો પછી જરૂર પડે તમે લડાઈ લડવા શું જઈ શકવાના ? ’

પેલો સાપ હજી ફૂફાડા મારી રહ્યો હતો.



# સંરક્ષણ ફાળામાં સો રૂપિયા

ધનજીભાઈએ સંરક્ષણ ફાળામાં સો રૂપિયા આપ્યા એ વાત જાણીને સૌથી વધારે અચરજ તેમની પત્નીને થયુ. કારણ કે, આજ વર્ષોથી તે એમનાં પાસા સેવતી આવતી હતી અને તેથી તેમના સ્વભાવનો એને જેટલો પરિચય અને પરચો થયો હતો તેટલો જગતમા ભાગ્યે જ બીજા કોઈને થયો હશે. તે જાણુતી હતી કે પોતાના પતિ પાસેથી બધુ મેળવી શકાય. જ્ઞાન, ગમ્મત, સલાહ (વર્ણમાગી)–ઉપદેશ (પરોપદેશ). અરે ! પ્રેમ (વાણીપ્રેમ) સુધ્ધા .. પરંતુ પૈસો નહિ

હા ! એમનુ નામ ધનજીલાલ હતું અને નામ પ્રમાણે તેમની પાસે ધન પણ હતું. ધનના એ દુલારા લાલ હતા. ધનને એમના પર વહાલ હતું અને એમને ધન પર વહાલ હતું. આ વહાલ સ્ત્રીના એ પતિવ્રત યા પુરુષના એક પત્નીવ્રત જેવું હતું જેમ આર્ય સ્ત્રી એક જ પતિને

ચાહી શકે અને આર્ય પુરુષ એક જ પત્નીને ચાહી શકે, તેમ ધનજીલાલના ધનને માત્ર ધનજીલાલ જ ચાહી શકે. બીજાથી એને સ્પર્શ સુદ્ધાં ન થઈ શકે અને તેની રક્ષા માટે તે પોતાનો દેહ પાડી દેવા પણ તૈયાર હતા. 'ચમડી છૂટે પણ દમડી ના છૂટે' એ કહેવતનો જો કોઈએ સાચો અણીશુદ્ધ અમલ કર્યો હોય તો વનજીભાઈએ!

અને છતાં આશ્ચર્યની વાત એ હતી કે સંરક્ષણ ફાળા માટે જ્યારે કોઈ પણ સ્વયસેવક ધનજીભાઈ પાસે જતો ત્યારે તે એક ઉદાર દાતાની અદાથી ઉમદા વેણ ઉચ્ચારતા 'અરે ભાઈ! સરક્ષણ ફાળા માટે તે રાહ જોવાતી હશે? અત્યાર સુધીમાં હુ પાચ જગોએ પૈસા ભરી ચૂકયો છુ. 'જન્મભૂમિ'ના ફડમા, 'મુબઈ સમાચાર'ના ફડમા, 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા'ના ફડમાં '

અને ધનજીલાલની આ ઉદારતા અને દેશદાઝ જોઈને સ્વયસેવકને તેમના પ્રત્યે માન અને આદરની લાગણી જન્મતી અને 'તેમ છતા આમા પણ થોડી રકમ ભરો તો સારુ' એવો વિનમ્ર આગ્રહ કરતો પરતુ 'ભાઈ આવી બાબતમા તમારે મને આગ્રહ કરવાનો હોય જ નહિ શુ એક નાગરિક તરીકે મારી ફરજ નથી સમજતો?' કહીને સામો એવો ઉપદેશ શરૂ કરી દેતા કે 'માફ કરજો, કઈ અવિનય થયો હોય તો' એવી ક્ષમા યાચીને સ્વયસેવક ત્યાથી ખાલી હાથે વિદાય થઈ જતો.

અને ધનજીભાઈ મૂછમા હસતા 'મા'ળા હાલી નીકળ્યા છે ...મૂરખા નહિ તો .' આ બધુ જોઈને તેમની

પત્નીને દુઃખ થતું. 'અરેરે ! આ શું પૈસાને વહાલા કર્યા છે !' પરંતુ આવું કઈ કહેવાની તેનામાં હિંમત ન હતી. એટલે મનમાં સમસમીને તે બેસી રહેતી.

ત્યાં તો પેલા સમાચાર આવ્યા· 'ધનજીભાઈએ સરંક્ષણુ ફાળામા સો રૂપિયા નોધાવ્યા !'

પત્નીના આશ્ચર્યને અવધિ ન હતી. અરે ! આ વાત માનવા જ તે તૈયાર ન હતી. પરંતુ થોડીવાર પછી ધનજીભાઈ પોતે ગળામાં મોટો ફૂલહાર પહેરી તેને ઝૂલાવતા, રમાડતા ઘરમાં પ્રવેશ્યા અને ગર્વભેર બોલ્યા· 'મને આ લોકોએ કેટલુ બધું માન આપ્યુ ? આપણા લત્તામાં કોઈને નહિ અને મને પ્રમુખ બનાવ્યો . .ફૂલહાર કર્યા... મારુ કેટલુ માન ! પછી સરક્ષણુ ફાળામાં કંઈક તો આપવું જ પડે ને ? અને પછી જાણે પોતે સો મણનો બોજ ઉઠાવ્યો હોય એવી અદાથી ફૂલહારનો સ્પર્શ કરી બે હાથ પહોળા કરી વિસ્ફારિત નયને બોલ્યા....'સો રૂપિયા ! કેવડી મોટી રકમ !'



# આગેવાન નાગરિક

મનહરલાલે શહેરના આગેવાન નાગરિક તરીકે સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી. એ સાંજે એક સામાજિક મેળાવડામાં પ્રમુખ તરીકે તેમણે ભાષણ કરવાનું હતું અને સેક્રેટરી પાસે તૈયાર કરાવેલી એ ભાષણની નોંધ તે વાંચી રહ્યા હતા ' આપણો આદર્શ રામરાજ્યની સ્થાપના કરવાનો છે. એટલે કે આપણું રાજ્ય રામના રાજ્ય જેવું હોવું જોઈએ રામે તેમના જીવનમાં જે આદર્શો ચરિતાર્થ કરી બતાવ્યા તે આપણે પ્રત્યેક નાગરિકમાં હોવા જોઈએ રામ સત્યવાદી હતા, એકવચની હતા, તે કદી જૂઠું બોલતા નહિ '

ત્યાં તો ટેલિફોનની ઘંટડી રણકી ટેલિફોન મનહરલાલની પાસે જ હતો છતાં તેમણે નોકરને કહ્યું : ' જો, આ ટેલિફોન લે અને પૂછી લે કે કોણ છે ' 'જી' કહેતાક નોકરે ટેલિફોન લીધો અને પૂછ્યુ · ' આપ કોણ

છો ?...' સામેથી જવાબ મળ્યો . અનાથાશ્રમનો સ ચાલક છોટુભાઈ.' ત્યાં વચ્ચે જ મનહરલાલે નોકરને કહ્યું કહી દે કે શેઠ ઘેર નથી ! માળાં ભિખારાં ફ ડફાળા માટે ભીખ માગવા સિવાય બીજુ કામ શું હોય ?'

અને પછી પેલા ભાષણની નોંધ આગળ વાચવા માંડ્યા રામ કદી જૂઠું બોલતા નહિ, એકવચની હતા. વચન ખાતર મહાપુરુષોએ કેવાં કષ્ટો વેઠ્યાં છે ? .'

એકવચન માટે બલિ છાયો,
પૂરણ વચન પોતાનો પાળ્યો;
હરિશ્ચન્દ્ર અંત્યજ ઘરે રહ્યો,
વિભીષણ લંકાપતિ રહ્યો,
વચને પાડવ વનમાં ગયા,
વચને કૌરવ તો ક્ષય થયા ..'

વળી પાછી ટેલિફોનની ઘ ટડી રણુકી. અગાઉની જેમ મનહરલાલની સૂચનાથી નોકરે રીસિવર કાન પર મૂકી વાત કરી અને પછી મનહરલાલને કહ્યુ · ' સાહેબ ! છાપાવાળા ભાઈ છે. કહે છે કે, એમને છાપામા સાહેબનો ફોટો અને ઇન્ટરવ્યૂ છાપવો છે તો તે મળવા આવી શકે ?'

અને મનહરલાલનુ મો મલકી ઊઠયુ તેમણે પેલા ભાષણની નોધ પડતી મૂકી પોતે ટેલિફોન પર વાત કરવા માંડ્યા 'હા હા, આવોને, હુ બ ગલે છુ ' અને પછી તરત જ બીજા ખ ડમાં જઈ પોશાક બદલી આવ્યા .

# ફિલસૂફી

વાડીલાલે જુવાનીમાં દલાલી કરીને જે કંઈ દ્રવ્ય એકઠું કર્યું હતું એ બધુ જમીનમા રોકી દીધુ હતું. બે મોટાં મકાનો બંધાવી દીધાં હતાં નીચે દુકાનો ભાડે આપી હતી અને ઉપર રહેણાક-ભાડૂતો રાખ્યા હતા. એ બધા પાસેથી દર મહિને મબલખ ભાડુ આવતુ હતુ સોંઘવારીના વખતમાં તો ભાડુ મનમાન્યુ આવતું ન હતુ પરતુ મોઘવારીના કાળમા સસ્તા ભાડાવાળા જૂના ભાડૂતોને યેનકેનપ્રકારેણ ખાલી કરાવીને અને ભાંડા ખૂબ વધારી દઈને વાડીલાલે માસિક બે હજાર રૂપિયાની બેઠી આવક કરી નાખી હતી કેટલાક ભાડૂતો મધ્યમ સ્થિતિના હતા અને જાલિમ ભાડુ તેમના જીર્ણ ગજવાને ચીરી નાખતુ હતુ પણ કરે શુ ? પોતાના ફૂલ જેવા નાના ભૂલકાના મોમાંથી ઘી-દૂધ છીનવીને પણ ભાડાનો વેત કરવો પડતો હતો પેટની ભૂખ કરતાં [illegible] ીનની ભૂખ જાલિમ હતી [illegible] તેથી તો કે [illegible] ાઈ, [illegible]

રોટલો મળે પણ ઓટલો નહિ.' બાપડા એ પેટે પાટા બાંધીને પણ આઠ ફૂટની ઓરડી માટે પૈસા ગણાવવા પડતા હતા.

વાડીલાલ આ બધુ નજરોનજર જોતા હતા. ભાડૂતો તેમના મો આગળ તો નહિ પણ પૂઠે જરૂર બોલતા 'શેઠ જબરો લોભી છે. લોહીના પૈસો લે છે. રગેરગમા ફૂટી નીકળશે.' તેમના કાને આ વાત પહોંચતી પણ ખરી પરંતુ એક કાને સાંભળીને બીજા કાને કાઢી નાખતા હો. તેમના એક માસ્તર ભાડૂતની તેમને ક્વચિત્ દયા આવતી ખરી. બિચારો બચરવાળ માણસ સવારે વહેલો ઊઠી ટ્યુશને જાય. પછી આખો દિવસ શાળામાં ભણાવે અને ફરી રાત્રે છેક મોડે સુધી ટ્યુશન કરે. રાત્રે છેક અગિયાર વાગે ઘર દેખે. છોકરા પણ બરાબર ન ઓળખે.

વાડીલાલે એક-બે વખત કહેલુ 'માસ્તર આટલો લોભ શા માટે કરો છો?' એ વખતે માસ્તરને ગુસ્સો ચઢી આવેલો અને મનમા થયેલુ 'લાવ ચોપડાવી દઉ કે શેઠ! લોભ તો તમને છે અમારા જેવા ભાડૂતો પાસેથી લોહી ચૂસો છો એથી બદતર લોભ કયો?' પણ પછી સયમ રાખી મૌન જાળવેલુ અને માત્ર એટલુ જ કહેલુ 'શેઠ, શુ કરુ? આ મોઘવારીમા ગમે તેમ કરીને પૂરુ તો કરવુ જ પડે ને?' વાડીલાલના દિલમા કવચિત દયાનો ઊભરો ચઢી આવતો અને 'લાવ, એ બિચારાનુ ભાડુ ઓછુ કરુ' એમ પળવાર મનમા થતુ, પરતુ 'તો તો મહિને મારી આવક એટલી

ઓછી થાય ને' એ ગણતરી સાથે જ પેલો દયાનો ઊભરો શમી જતો.

પરતુ એ દિવસે વાડીલાલે હદ કરી નાખી. પ્રસંગ હતો માભોમના રક્ષણ કાજે ઘરમા માથાદીઠ એક રૂપિયો મતપેટીમાં નાખીને રાષ્ટ્રને વિજય અપાવવા માટે પોતાનો મત વ્યક્ત કરવાનો દિન 'Vote for Victory Day' બધા ભાડૂતો—આબાલ, વૃદ્ધ સૌ પોતપોતાનો ફાળો મત-પેટીમા નાખી આવ્યા. કોઈએ વાડીલાલને કહ્યુ 'શેઠ, તમે હજી રૂપિયો નાખી આવ્યા નથી ? તમારે તો સૌથી પહેલાં જવુ જોઇએ'

જવાબમા વાડીલાલ ઉવાચ. 'હું રહ્યો અહિંસાવાદી એક જીવડાને પણ ન મારુ. યુદ્ધમાં જીવહિંસા થાય છે. જીવહિંસા માટે મારે મારો ફાળો આપવો કે કેમ એના વિચારમાં હુ પડી ગયો છુ '

અને વાડીલાલની આ 'ફિલસૂફી' સાંભળીને બધા ભાડૂતોનુ લોહી ઊકળી ઊઠયુ હતું. બધા એકી અવાજે બોલી ઊઠ્યા હતા : 'નર્યો દંભ !'...



# અમારા આગેવાન!

પોતાના ચારેક વર્ષના બાળપુત્ર બચુને કે. જી.મા મૂક્યાને ભાગ્યે બેત્રણ માસ થયા હશે ત્યા તો તેને એ બી. સી. ડી લખતો-વાચતો જોઈને તેમ જ 'વન' થી 'ફીફ્ટી' સુધીની સખ્યા બોલતો સાભળીને ઇંદુભાઈ ફુલાયા મનમા આત્મસતોષ અને ગર્વ અનુભવતા તે વિચારવા માંડયા 'આ મારો બચુ પણ બેબીની માફક અગ્રેજીમા એક્કો નીવડશે. મારી બેબી માંડ આઠેક વર્ષની હશે, હજી તેના ધાવણના દાત પણ પડયા નથી, છતાં તે કેવી છટાથી અંગ્રેજી બોલે છે. અને આજે અગ્રેજીના જ્ઞાન વગર થોડુ જ આગળ વધી શકાય છે ? મને એનો જાત-અનુભવ ક્યા નથી. હુ અગ્રેજી વધારે ભણી ન શકેલો તેથી મને આગળ વધવામાં જે અડચણો નડી છે તે તો એક માત્ર હું જ જાણુ છું'

ઇંદુભાઈની આ વિચારમાળા ચાલી રહી હતી ત્યાં તો 'ડેડી! સી ધીસ પિક્ચર' કહેતાક તેમની બેબી તેના

હાથમાં એક ચિત્ર લઈ દોડી આવી અને તેમને બતાવતા આનંદોત્સાહથી બોલી ઊઠી· 'હાઉ બ્યૂટીફૂલ, ડેડી !' ઇંદુભાઈ તેમની બેબી સામે ગૌરવભરી નજરે જોઈ રહ્યા. પગમા દૂધ જેવાં સફેદ મોજા અને બૂટ, નાયલોનનુ પીળું ફ્રોક, તે પર કાળો કમરપટ્ટો, માથે ઝૂલતા કાળા સુવાળા બોબ્ડ હેર, પીળા રંગની રીબન અને દાડમની કડી જેવી સફેદ દંતાવલિવાળો ગોરો ગુલાબી ચહેરો પોતાની પુત્રીને નખશિખ નીરખતાં તેમની છાતી ગજગજ ફૂલી.

ત્યાં તો પુત્રીએ પુનઃ તેમનુ ધ્યાન ખેંચ્યુ · 'ડેડી ! પ્લીઝ ફર્સ્ટ સી ધીસ પેઇન્ટિંગ' અને જાણે પોતે તન્દ્રામાંથી જાગ્રત થયા હોય તેમ ઇન્દુભાઈ ચિત્રને હાથમા લઈ રસપૂર્વક નિહાળતા પ્રસન્ન ચિત્તે બોલી ઊઠ્યા. 'ઓહ ! વન્ડરફૂલ' અને તેમણે તેમની પુત્રીને ગાઢ આલિંગન દઈને તેના ગાલ પર ચૂમી કરી ત્યાં તો રંગબેરંગી બાબાસુટ અને લાલ મોજા તથા લાલબૂટમા સજ્જ નટખટ બાળપુત્ર હાથમાં પ્લાસ્ટીકના બોલબેટ લઇને ત્યા દોડી આવ્યો. પાછળ માતા પણ દોડતી આવી. બંનેને દોડતાં આવતા જોઈને બેબીએ સાશ્ચર્ય પૂછ્યુ 'મમ્મી ! વ્હાય ડુ યુ રન ?' ઇંદુભાઈએ પણ એવા જ ભાવવાળી પૃચ્છક દૃષ્ટિએ પત્ની સામે જોયુ.

ત્યા તો બચુ તેમના ખોળામા લપાતાં કાલી ભાષામા બોલ્યો. 'પપ્પા ! મમ્મી રમવા નઠી ડેટી' અને ઇંદુભાઈ પત્ની સામે જુએ તે પહેલા તો તે બોલી 'પણ બચુએ હજી તેનુ હોમવર્ક કર્યું નથી. હોમવર્ક કર્યા વગર રમવા

જાય તો પાછા તમે જ મને લડવા માંડો ' અને પત્નીની વાતનું પણ સમર્થન કરતાં ઇન્દુભાઈ ગંભીર વદને બોલ્યા 'બરાબર છે. પહેલું હોમવર્ક અને પછી રમવાનું ચાલ બેટા, બચુ! પહેલા એ. બી. સી. ડી લખી લાવતો તું તો હોશિયાર છે ને?' અને બાળક રડમસ મોઢે હાથમાં પાટી લઈને લખવા બેઠો બેબી તેના નાના ભાઈ પ્રત્યે વહાલ વ્યક્ત કરતા બોલી 'બચુ! તું ઝટપટ હોમવર્ક કરી લે. પછી મમ્મી અને ડેડી આપણને પિક્ચર જોવા લઈ જશે'

આ છે અમારી પોળના પ્રતિષ્ઠિત આગેવાન ઇન્દુભાઈના ગૃહજીવનનું એક દૃશ્ય પછી ભલે જાહેરમાં અંગ્રેજીના શિક્ષણનો વિરોધ કરતા હોય અંગ્રેજી શિક્ષણના વિરુદ્ધમાં તેમની એક સબળ દલીલ એ છે' 'હું પોતે કયાં ઝાઝું ભણ્યો છું? માંડ ચારપાંચ ચોપડી કરી હશે, અને છતાં અંગ્રેજી ભણતરની ખામી મારા જીવનના વિકાસની આડે કદી આવી નથી આજે સ્વતંત્ર ભારતમાં સ્વભાષા દ્વારા જ શિક્ષણ આપવું જોઈએ. પરભાષા દ્વારા શિક્ષણ એ તો પરતંત્રતાની નિશાની છે..'



# ભરતરામ

અમારા ઉપરના બ્લોકની છેક નીચે ભોંયતળિયે રહેતા આધેડ વયના ભરતરામ ભારે વિવાદશૂરા છે અને 'આ તો ડેમોક્રસી (લોકશાહી) છે એમાં ડિબેટ–ડિસ્કર્શન (ચર્ચા) વગર ચાલે જ કેમ ?' એમ કહીને અમારી સમક્ષ વાદવિવાદના કોઈ ને કોઈ વિષયો ઊભા કરવાના જ. અમો વિવાદમાં ન જોડાઈએ તો પણ તે કંઈ ચૂપ ન રહે. અમારા મૌનની પરવા કર્યા સિવાય તે તો તેમની ચર્ચા ચાલુ જ રાખવાના. અને ચર્ચા માટે એમને કાંઈ વિષયો શોધવા ના પડે ગમે તે વખતે ગમે તે વિષય પર ગમે તેવો વિવાદ કરવો એ જ એમનુ લક્ષ્ય.

બસ સ્ટેન્ડ પર, ટ્રેનમાં, રેસ્ટોરામાં, ઓફિસમાં, પાડોશમા કે ગમે ત્યાં જે કોઈ મળે તેની સાથે તે વાતે વળગવાના અને વાદવિવાદ કરવાના. અમારી મુલાકાત તો તે દિવસમાં એકાદ વખત જરૂર લે જ. જો સવારે

ન મળાયુ હોય તો સાંજે આવે અને તે સાંજે મેળ ન ખાય તો છેવટે રાત્રે સૂવાના સમયે પણ તે દરવાજો ખખડાવવાના જ અને અમારે ઇચ્છા યા અનિચ્છાએ તેમની વાણી સાંભળવી પડતી જ અને એમની વાણી એટલે ન ક્યાંય અલ્પવિરામ યા પૂર્ણવિરામ. પાણીના ધોધની જેમ તેમનો વાણીપ્રવાહ અસ્ખલિત વહેતો. અને અમો મૂંગે મોઢે એ સાંભળી રહેતા. અમારા મૌનને તે કદાચ સંમતિ-રૂપ માની લેતા હશે અને તેથી જ્યારે તેમની વાણી પૂરી થતી ત્યારે તેમના મુખ પર સંતોષનો ભાવ પ્રકટતો અને તે અમોને એમની વાણીનો એક ઉત્તમ શ્રોતા સમજતા.

અને તેથી જ તે અમોને તેમની વાણીનો રોજ લાભ આપતા. મોંમા પાન ચાવતા અને ટાલવાળા માથા પર હાથ ફેરવતા તે ગમે તે વખતે અમારે ત્યા આવી ચડતા. એક રાત્રે તે અમારા ઘરે આવ્યા અને 'આવો, બેસો' એવા અમારા આવકારની દરકાર કર્યા સિવાય જાતે જ ખુરસી ખેંચીને બેઠા અને ચાવી આપેલુ રમકડુ જેમ ચાલવા માંડે તેમ તેમનો વાક્પ્રવાહ શરૂ થઈ ગયો. 'ભાઈ હુ તો માનતો નથી કે આપણે આઝાદ થયા હોઈએ ' અમો એમની ચર્ચાનો વિષય સમજવા મથીએ ત્યાં તો તેમણે તેમની રોજની નાટકીય ઢબે ચલાવ્યુ : આઝાદી એટલે શું ? ' આ પ્રશ્નનો જવાબ પોતે જ આપતાં બોલ્યા 'આઝાદી એટલે પરાધીનતાનો અંત. પરંતુ શું આજે પરાધીનતાનો ખરેખર અંત આવ્યો છે ? ' તે થોડીવાર અટકયા અને એક અભિનેતાની અદાથી બોલ્યા :

'નહિ, બિલકુલ નહિ ઊલટું' આજે તો આપણે ડગલે ને પગલે પરાધીન થતા જઈએ છીએ. આપણે આપણા જીવનને પરાવલંબી બનાવી દીધું છે...'

અને તેમણે ઊભા થઈ પોતાના મોંમાં ચવાઈ ગયેલા પાનનો કૂચો બારી બહાર ફેંક્યો અને પાનના રસથી લાલચટક થઈ ગયેલા હોઠ પર જીભ ફેરવી રંગમાં આવી જઈ વધ્યા: 'જીવનની કોઈ પણ વસ્તુ લો. દરેક બાબતમાં બીજા પર આધાર. પાણી માટે નળ પર આધાર, જો નળ ન આવે તો પાણી માટે દોડાદોડ. પહેલાં આપણા દેશમાં તો ઘરમાં કૂવા યા પાણીનાં ટાકા હતા, જ્યારે જોઈએ ત્યારે પાણી હાજર. લાઈટનો દાખલો લો. વીજળી બંધ પડે તો બધે અંધારું ને અંધાધૂંધી... પણ પહેલાં આવું ક્યાં હતું ભાઈ! આપણા વડવાઓ દિવેલના દીવા વાપરતા. અને આ દીવાથી તો આપણી કેટલીય પેઢીઓ જીવી.'

'અરે! દૂધની જ વાત કરો ને' અને ખૂંખારો ખાઈ ટટ્ટાર થતા ભરતરામ ચગ્યા: 'આજ તો દૂધ માટે ડેરી યા ભૈયા પર આધાર જો ત્યાંથી દૂધ ન મળે તો ચા માટે વલખા! શી દશા છે આ દેશની ભાઈ! પહેલાં ઘેર ઘેર ગાય-ભેંસ હતી ઘી-દૂધની રેલમછેલ હતી. આજે ચોખ્ખું ઘી દેવના દીવા માટે પણ મળે છે? અરે! જીવનની એવી કઈ વસ્તુ છે જેના માટે આપણે બીજા પર આધાર રાખવો ન પડે? અનાજ, શાકભાજી, કપડાં,

ભણતર.. અરે ! મર્દ જેવા મર્દનું જીવતર ઘરમાં બૈરીની દયા પર નભે છે. કહો ભાઈ ! આને તમે આઝાદી કહેશો ?.. ’

અમો સ્તબ્ધ બનીને ભરતરામની વાણીનું રસપાન કરી રહ્યા હતા ત્યાં તો હવે ‘ઊઠશો ? રાતના અગિયાર વાગ્યા. કંઈ વખતનું ભાન છે કે ?’ કહેતાંક તેમના પડછંદ પત્ની વીજળીની જેમ ઝબક્યા અને બિલાડીને જોઈને ઊંદર જીવ લઈને નાસે તેમ ભરતરામ ધોતિયાનો છેડો હાથમાં પકડી ત્યાંથી ભાગ્યા.



# અર્વાચીન આવકાર

ધનેશ્વરે એમના ઘરને ધર્મશાળા બનાવી દીધી હતી. ગામમાં જો કોઈ અજાણ્યો–અભ્યાગત આવી ચઢે તો તે સીધો તેમને ત્યાં જતો અને ઘરના દરવાજે 'ભલે પધાર્યા', 'સુસ્વાગતમ્!' જેવા મોટા અક્ષરોથી ચીતરેલાં પાટિયાં દૂરથી જ અતિથિને આવકારતાં, એટલુ જ નહિ પરંતુ ઘરને આંગણે પહોચતાંવેત ઝરૂખાના પિંજરામાં ઝૂલી રહેલ મેના–પોપટ અતિથિને જોઈ ને પહેલાં નાચી-કૂદી ઊઠતાં અને પછી 'પધારોજી'ના મીઠા વચનથી તેનો સત્કાર કરતાં. મહેમાનને અહીં રોટલો અને ઓટલો બન્ને મળી રહેતાં. ધનેશ્વરના ઘરેથી ભાગ્યે જ કોઈ ભૂખ્યુ પાછું ફરતું એમનાં દ્વાર સૌને માટે ખુલ્લાં રહેતાં.

ગામના લોકોને આથી મોટુ આશ્ચર્ય થતું. કારણુ કે, ધનેશ્વર કંઈ ધનિક ન હતા. તે એક નાનકડી સસ્કૃત પાઠશાળા ચલાવતા હતા અને જે કંઈ સ્વલ્પ સખાવતો મળતી એનાથી પોતાનો સંસાર ચલાવતા હતા. છતાં

તેમને ધનની કદી ખોટ પડી ન હતી જ્યારે જરૂરનું ત્યારે ખપ પૂરતુ ગમે ત્યાંથી મળી રહેતુ. તે નીતિ દાખવી રહેતા 'આપો અને મળી રહેશે-Give and gain અને પ્રતિદાન' તે ખર્ચતા તેથી અધિક તેમને ગમે ત્યાંથી મળી રહેતુ.

એક દિવસ તેમને મુબઈ જવાનુ થયુ. મુંબઈમાં એમના ગામના કેટલાક મોટા ધનપતિઓ વસતા હતા એક સાજે એક ધનપતિને ત્યા જવા તે ઊપડ્યા. બંગલા આગળ આવીને ઊભા. બંગલાનાં બધા બારી-બારણા બધ હતા એને ફરતો રગબેરગી ફૂલોથી શોભતો સુદર લીલો હરિયાળો બાગ હતો. આવડા મોટા બગલામા અને બાગમા કોઈ ચકલુ ય નજરે પડતુ ન હતું. સર્વત્ર સ્મશાનવત્ શાંતિ પ્રસરી રહી હતી ધનેશ્વરે ખુ બારો ખાઇને બાગમા પ્રવેશ કર્યો ત્યાં દૂરથી એક મોટો ડાઘિયો કૂતરો ભસી ઊઠ્યો અને પ્રથમની શાતિમા ભંગ થયો

કૂતરાના અવાજથી જાણે બગલામા પ્રાણ સચાર થયો હોય એમ એનુ એક બારણુ ઊઘડ્યુ. તેમાથી એક નોકર બહાર નીકળ્યો તેણે ધનેશ્વરને પૂછ્યુ 'કોનુ કામ છે?' ધનેશ્વરે કહ્યુ 'છોટાલાલ શેઠનુ' 'વારુ, અહી બેસો' કહીને નોકર અદર ચાલ્યો ગયો પેલો કૂતરો ભૂરકીને વધુ ને વધુ ભસી રહ્યો હતો એ વખતે ધનેશ્વરને પોતાના મેના-પોપટ યાદ આવ્યા. એમનો પેલો મીઠો સત્કાર શબ્દ 'પધારોજી' યાદ આવ્યો ત્યા તો એકાએક પેલો અલમસ્ત કૂતરો દોડી આવ્યો અને કોઈ વિકરાળ હિંસક પ્રાણી તેના શિકાર પર તરાપ મારે તેમ તે ધનેશ્વર પર

ધસ્યો. પરંતુ સદ્ભાગ્યે એ જ પળે પેલો નોકર ત્યા પાછો આવી ગયો અને 'ચર્ચિલ' કહીને ડાઘિયાને પાછો વાર્યો અને બોલ્યોઃ 'શેઠ તો બહારગામ ગયા છે. અઠવાડિયા પછી આવશે. અને હવે જો મળવું હોય તો અગાઉથી 'એપોઈન્ટમેન્ટ' નક્કી કરીને આવજો...' અને બાંગલાનું બારણું ફરી બ ધ થઈ ગયુ.

ધનેશ્વર ત્યાંથી ઊઠ્યા. બંગલાની બહાર નીકળ્યા ત્યાં દરવાજા પર કંઈક લખેલુ જણાયુ. ધનેશ્વરને થયુઃ 'હશે 'ભલે પધાર્યા' (Welcome)નુ પાટિયુ...' તેની વધુ નજીક ગયા તો સ્પષ્ટ અક્ષરો વ ચાયા—'Beware of the dog' (કૂતરાથી ચેતો)..'

પેલો કૂતરો હજી ભસી રહ્યો હતો.



# રીતભાત

મહેમાનોના ગયા પછી ચુનીલાલ જ્યારે રજા પર ઊતર્યા ત્યારે પાડોશમાં સૌને આશ્ચર્ય થયું 'મહેમાનો હતા ત્યારે એકે દિવસની રજા લીધી નહિ અને હવે ઘરે કેમ રહ્યા હશે? ખાસ કારણ સિવાય એ કદી રજા પર ઊતરે નહિ. નક્કી કંઈ તબિયત બગડી હશે.' અને બાજુવાળા પશાભાઈ અને ઉપરવાળા ઊર્મિલાબહેન તો ખબર પણ પૂછી આવ્યા 'કેમ ચુનીભાઈ! શરીર તો સારું છે ને?' અને જ્યારે ચુનીલાલે જવાબમાં 'હા' કહ્યું ત્યારે તરત જ સામો પ્રશ્ન પૂછેલો 'તો પછી રજા પર કેમ ઊતર્યા છો?' 'એ તો અમસ્તુ જ' કહીને ચુનીલાલે વાતને પતાવી હતી. પરંતુ તેથી તો પાડોશીઓનું આશ્ચર્ય ઊલટું વધ્યું હતું 'અમસ્તા રજા પર ઊતરે એ ચુનીભાઈ નહિ કંઈ બીજું કારણ હોવું જોઈએ.'

અને આ કારણ એક ચુનીલાલ અને તેમના પત્ની સિવાય ત્રીજું કોઈ જાણતું ન હતું, અને ચુનીલાલના

શબ્દોમાં કહીએ તો 'જણાવવા જેવું' પણ ન હતું; અને તેથી તો તેઓ બંધબારણે કામ કરી રહ્યા હતા.

ચુનીલાલ એમના પુસ્તકાલયને વ્યવસ્થિત કરવાના કામમાં લાગી ગયા હતા કબાટમાં બધાં પુસ્તકો વેરવિખેર પડ્યા હતાં. કેટલાંક પુસ્તકો આડાં તો કેટલાંક પુસ્તકો ઊભાં તો વળી કેટલાંક પુસ્તકો ઉઘાડેલા અને ઊંધા પડ્યાં હતાં અને અંદર ક્યાંક પેન્સિલ તો ક્યાંક દીવાસળી મૂકવાથી પુસ્તકોની બાંધણી ઢીલી પડી ગઈ હતી. તો વળી કેટલીક ચોપડીઓના પાનાંના ખૂણા વાળી નાખવામાં આવ્યા હતા. પોતાને પ્રિય એવાં આ બધાં પુસ્તકોની આવી દુર્દશા જોઈને ચુનીલાલ વારવાર દુઃખ વ્યક્ત કરતા હતા. 'રતનકાકાના જયંતિએ અને વસતે મારા પુસ્તકોની કેવી દશા કરી નાખી છે! પુસ્તકો વાંચવા માટે છે અને નહિ કે આમ ખરાબ કરવા માટે.' અને ધરતીકંપથી મકાન જમીનદોસ્ત થતાં એનો માલિક બધે ભંગાર જોઈ જે વ્યથા અનુભવે એવી જ કંઈ વ્યથા પોતાનાં વિંખાયેલા-પિંખાયેલા પુસ્તકાલયને જોઈને ચુનીલાલ અનુભવી રહ્યા હતા.

બીજી બાજુ તેમની પત્ની દીવાલો પરની ડાઘાડુઘી સાફ કરી રહી હતી અને તે સાથે બળાપો વ્યક્ત કરતી હતી. 'રતનકાકાની પેલી બચુડી તો અણસમજુ બાળક ગણાય. એ કોલસાથી ભીંત કાળી કરે એ તો જાણે ઠીક પરંતુ પોતે આવડી ઉંમરે પાનની પિચકારી ભીંત પર મારે એ તે કેવું?"

# મંદિર–

## જુવાનોનું અને વૃદ્ધોનું

સાંજનો સમય હતો. અમો બહાર ફરવા નીકળ્યા હતા ત્યાં રસ્તામાં અમારા એક મુરબ્બી–સ્નેહી મળ્યા. કહે ' 'ચાલો સત્સંગમાં ' અમોએ એમના તરફથી આ વાતની જ આશા રાખી હતી કારણ કે, તેમના નિત્ય–નિયમથી અમો પૂરા વાકેફ હતા. સાજના સમયે આ રસ્તા પર જ્યારે તેમનો ભેટો થઈ જાય ત્યારે અમો તરત જ સમજી જતા રતનકાકા રામજીમંદિરે ઊપડ્યા

છેલ્લાં કેટલાંય વર્ષોથી તે નિયમિત રીતે ત્યાં જાય છે ત્યાં રોજ થતા સત્સંગ અને ભગવત્સ્મરણનું તેમને એવું પ્રબળ આકર્ષણ છે કે એક પણ દિવસ તે ત્યાં જવાનું ચૂકતા નથી પછી ભલેને વરસાદની હેલી હોય, શરીર સારું ન હોય યા ગમે તેવા પ્રતિકૂળ સંજોગો ઊભા થયા હોય ! સાંજના ૭ વાગ્યા નથી કે રતનકાકાની

લાકડી રામજીમંદિર ભણી ઊપડી નથી; એટલું જ નહિ, પરંતુ રસ્તામાં જે કોઈ ઓળખાણુપિછાણુવાળા મળે તે સૌને પોતાની સાથે આવવા માટે આગ્રહ પણ કરે: 'ચાલો ભાઈ! ચાલો, સત્સંગમાં ' અને એ જ પ્રમાણે તેમણે અમોને પણ તેમની સાથે લીધા.

રસ્તામાં અમોએ કહ્યું: 'કાકા! તમારો નિયમ જબરો હો ગમે તે થાય, પરંતુ તમો રામજીમંદિર ગયા સિવાય ન રહો.'

જવાબમાં તેઓ મર્મપૂર્ણ વાક્ય બોલ્યા 'ભાઈ! હવે આ ઉંમરે તો રામનામ જ હોય ને!' અને પછી અમારી તરફ સૂચક દૃષ્ટિએ જોયું.

પરંતુ આ વાક્યનો મર્મ અમોને સમજાયો નહિ એટલે અમોએ પૂછ્યું: 'કાકા! એવું કેમ બોલો છો? શું રામનામ લેવા માટે માત્ર વૃદ્ધાવસ્થા જ હશે? જુવાની નહિ? .'

કાકા દર્દભર્યું હસ્યા, અને અમારા ખભે હાથ મૂકી બોલ્યા: 'જુઓ સામી બાજુએ પેલું સિનેમા થિયેટર. ત્યાં ટિકિટો માટે કેવી પડાપડી છે!' અને પછી ઊંડો નિશ્વાસ નાખી બોલ્યા 'ભાઈ! આજના નવજવાનોનું મંદિર તો સિનેમા થિયેટર છે, અને એ જ એમનું સત્સંગનું ધામ છે.' આટલું બોલતાં કાકાની મુખમુદ્રા ગંભીર અને ગમગીન બની ગઈ તે ગળામાં ખૂંખારો ખાતાં આગળ ચાલ્યા અને સામેની દિશામાં પોતાની

હાથલાકડી ઊંચી કરી સખેદ બોલ્યા : ‘ અને પેલું એકલું અટૂલું દેખાય છે તે રામજીમંદિર તો અમારા જેવા ઘરડાઓ માટે છે. ભાઈ! એને ઘરડાંલૂલાંનો અડ્ડો કહો તો પણ ચાલે !....

અને અમારી નજર દૂર દેખાતા મંદિરના ઊંચા શિખર તરફ ગઈ. એ શિખર પર સફેદ ધજા લહેરાઈ રહી હતી. જાણે એ સફેદ ધજા સાદ દેતી ન હોય ' ‘ આવો ! આ ધર્મનું સ્થાનક છે. જીવનનો થાક ઉતારવાનું સાચું સ્થળ આ છે. ’

તે સાથે મંદિરનો ઘંટરાવ અમારા કાને પડ્યો. મંદિરની ધજા અને ઘંટારવની ગેબી વાણીનો મર્મ સમજવા અમો અમારા મગજને કસીએ તે પહેલાં તો પાસેના સિનેમા થિયેટરનો ‘શો’ છૂટ્યો અને ઘોડાપૂરની જેમ ધસમસતા આવતા માનવમહેરામણના કલશોરમાં પેલા મંદિરનો ઘંટારવ ડૂબી ગયો.



# નશો !

અમારા એક ડૉકટર મિત્રે અમોને એમની પુત્રીના લગ્નમાં નોતર્યા હતા. લગ્નસ્થળ એમના ઘરે નહિ પણ ઘરથી ત્રણેક માઇલ દૂર આવેલી ભાડાની એક વાડીમાં રાખવામા આવ્યુ હતું. કારણ કે, ડૉકટરનો ચાર રૂમનો બ્લોક એમના બહોળા મહેમાન સમુદાયનો સમાવેશ કરવાને અસમર્થ હતો વળી આ તો શહેરના જૂના અને જાણીતા નિષ્ણાત ડૉકટર હતા એટલે એમની ખ્યાતિનુ તો પૂછવુ જ શું ? અને તેથી તો મોટી વગડા જેવી વાડી આમંત્રિત મહેમાનોથી ઉભરાઈ રહી હતી. જાણે એ એમની પ્રતિષ્ઠાની પારાશીશી ન હોય !

અને લગ્નની શોભા પણ એમની શાખને જેબ આપે તેવી હતી. વાડીના પ્રવેશદ્વાર આગળ રચવામા આવેલા ખાસ મંડપ રંગબેરંગી વિદ્યુત દીવાથી ઝળહળી રહ્યો હતો અને તેની આજુબાજુ આવેલાં વૃક્ષોને પણ વીજળીના રંગીન દીવાઓથી મઢી દેવામાં આવ્યા હતા. આકાશની

અટારીએ ઝૂલતા ચન્દ્રે તેના પ્રકાશની રૂપેરી ચાદર પૃથ્વી પર બિછાવી દીધી હતી, પરંતુ વીજળીની પ્રચંડ પચરંગી રોશની ચન્દ્રના એ શાંત શીતળ પ્રકાશને ગળી જતી જણાતી હતી. વૃક્ષો પર માળામાં રાત્રે કલ્લોલ–ક્રીડા કરતાં પંખી-યુગલો વીજળીના આક્રમણથી હેબતાઈ જઈ પોતાનો મધુર કલરવ ભૂલી ગયાં હતાં. પરંતુ એમના મધુર કલવરની અહીં કોઈને કંઈ જ પડી ન હતી. કારણ કે, રેકર્ડોમાથી વહેતું અને લાઉડસ્પીકર દ્વારા દૂર દૂર દિશાઓ ભરી દેતું ફિલ્મી સંગીત ત્યાં મોજુદ હતું અને સંગીતના તાલે ડોલતું અને પોતાની ઉત્તમ વેશભૂષામાં દીપતું મહેમાનવૃન્દ લગ્નની ભવ્યતામાં ઓર અભિવૃદ્ધિ કરી રહ્યું હતું. પ્રત્યેકના મોં પર સ્મિત હતું અને હાથમાં પુષ્પગુચ્છ હતો. સુવાસિત ગુલાબજળનો છંટકાવ થઈ રહ્યો હતો. અત્તરની સુવાસ ચોમેર પ્રસરી રહી હતી. વરવધૂ પર અભિવાદન અને આશિષની વર્ષા થઈ રહી હતી. સૌનાં મોં મીઠાં થઈ રહ્યાં હતાં સર્વત્ર ખુશાલી અને ખુશનસીબીની ખુશબો પ્રસરી રહી હતી. અમો એના નશામાં ચકચૂર બની ગયા હતા. આ રસિક–રંગીન વાતાવરણ છોડવાની ઇચ્છા થતી ન હતી. પરંતુ કાંડા પરના ઘડિયાળે અમોને સમયનુ ભાન કરાવ્યુ અને અમો એ સ્થળ છોડવા સાબદા થયા

પરીપ્રદેશ જેવી એ મોહક મહેફિલ છોડી અમો બહાર સરિયામ રસ્તા પર આવ્યા રેકર્ડોનુ સંગીત હજી ચાલુ જ હતું. ત્યાં જ દૂરથી કોઈનો રડવાનો અવાજ સંભળાયો. એ અવાજની દિશામા અમારા પગ ઊપડ્યા.

દૂરથી કઈક ઝૂંપડી જેવું જણાયુ. વીજળીનો પ્રકાશ ત્યાં ન હતો. ચન્દ્રના અજવાળે અમો આગળ વધ્યા. પેલુ રુદન હવે સ્પષ્ટ સંભળાઈ રહ્યું હતું અને એ રુદન હૈયાફાટ હતું એ પણ એના અવાજની તીવ્રતા પરથી સમજતાં અમોને વાર ન લાગી અમો ક્ષણુવારમાં ઝૂંપડી પાસે પહોંચી ગયા. ઝૂંપડીમાં ડોકિયુ કર્યું. અંદર ઝાંખો દીવો ટમટમી રહ્યો હતો અને એક આધેડ વયની ઓરત કોઈ પુરુષનુ માથું ખોળામાં મૂકી ચોધાર આંસુએ રડી રહી હતી. પાંચ–છ છોકરાં તેને વીંટળાઈને રડી રહ્યાં હતાં. પેલા પુરુષના મોંમાંથી દારૂની દુર્ગંધ છૂટી રહી હતી. એ દુર્ગંધથી અમારુ માથું ચકરાવા માંડયું. ત્યાં તો ઓરત બે હાથ જોડી કાકલુદીભર્યા અવાજે બોલીઃ ‘ આ છૈયાનો બાપ ગયો. એનું ખાપિયુ લાવવા ય ઘરમાં જૈં નથી....’ અને પછી છાતી કૂટતાં બોલીઃ ‘બાપ ! કહો તો આ મારો જીવ કાઢી આલુ પણ જૈં કયાંથી લાવું ?... ’ અને તેણે ફરી તેનું હૈયાફાટ રુદન શરૂ કરી દીધું.

અમારો પેલો નશો હવે ઊતરી ગયો હતો.



## પંચાંગનો પ્રતાપ !

એમનુ નામ તો હતું નરભેરામ શાસ્ત્રી પરંતુ સૌ તેમને જોષી મા'રાજના નામથી ઓળખતા હતા. કારણ કે, તે જ્યોતિષનુ કામ કરતા હતા અને તેમનુ જ્યોતિષ કાર્યાલય આ વિસ્તારમાં સૌથી જૂનુ અને જાણીતું હતું. તેમનુ આ કાર્યાલય બહાર બારણા પર લગાવેલા 'શ્રી અંબિકા જ્યોતિષ કાર્યાલય'ના પાટિયા જેટલુ અને એમના માથા પરની ચકરી પાઘડી જેટલુ જૂનુ હતું. કારણ કે, ચાલીસ વર્ષ પહેલાં જ્યારે તેમણે જ્યોતિષનો ધંધો શરૂ કર્યો ત્યારે એ પાટિયુ ચીતરાવ્યુ હતું અને એ જ વખતે ચકરી પાઘડી પણ ખરીદી હતી. આજે એ પાટિયુ જર્જરિત થઈ ગયુ હતું, તે પરના અક્ષરો ઝાંખા પડી ગયા હતા અને એમની પાઘડી પણ જીર્ણ થઈ ગઈ હતી, પરંતુ તેમાંથી એકે બદલવાની તેમને જરૂરિયાત જણાતી ન હતી, કારણ કે તેમનું નામ અને કામ એટલું બધું જાહેરમાં આવી ગયુ હતુ કે હવે કોઈ પણ પ્રકારની જાહેર ખબર યા જાહેરાતની આવશ્યક્તા રહી ન હતી.

તેમના કેટલાક ગ્રાહકો તેમને કહેતાઃ 'જોશી મા'રાજ! તમારો દીકરો વિલાયત જઈ ભણી આવ્યો અને મોટો સાહેબ થયો હવે તો આ પાઘડી અને પાટિયુ બદલો....'

જવાબમાં જોશી મા'રાજ કહેતા : 'જૂનુ' એટલુ સોનુ, ભાઈ!' અને પછી સ્વગત વિચારતા • 'રૂડા પ્રતાપ એ જૂની પાઘડીના અને પાટિયાના. એનાથી તો મારું ભાગ્ય પલટાયુ.' અને તે સાથે પોતાના ભૂતકાળની કિતાબનાં પાના ઊઘાડતા.

ચાલીસ વર્ષ પહેલાંની વાત. પોતે બ્રાહ્મણનું સંતાન. બાપદાદાનો ધંધો ગોરપદું અને ગોરપદુ એ જ પોતાની આજીવિકાનું સાધન. એ ગોરપદુ સાચવવા માટે પોતે થોડુક કર્મકાણ્ડ શીખી લીધુ અને પચાંગને પોતાનુ મુખ્ય શસ્ત્ર બનાવ્યુ. એ શસ્ત્ર એ જ એમનુ શાસ્ત્ર. જો કે આમ તો પોતે શાસ્ત્રી હતા, છતાં તેમણે કદી શાસ્ત્રોનો અભ્યાસ કર્યો ન હતો. હા, અટક પૂરતા શાસ્ત્રી તો ખરા જ!

પરંતુ પચાંગને પોતાનુ પ્રધાન શસ્ત્ર અને શાસ્ત્ર બનાવ્યા પછી થોડા જ વખતમા તેમને તેની અમોઘ શક્તિની પ્રતીતિ થઈ ગઈ. અને એક સવારે મગલ મુહૂર્તમા પોતાના ઘરના બારણા પર 'શ્રી અબિકા જ્યોતિષ કાર્યાલય'નું પાટિયુ ચડાવી દીધુ અને સાથે ટોપીને બદલે પૂનાશાહી ચકરી પાઘડી ધારણ કરી દીધી. તે સાથે છાપાંઓમા અને જાહેર પત્રિકાઓમા પોતાની

જ્યોતિષવિદ્યાના અદ્ભુત ચમત્કારો ચમકાવ્યા હતા અને પછી તો તેમનું કાર્યાલય મધપૂડાની માખીઓના જેમ જાતજાતના મુલાકાતીઓથી ઊભરાવા માંડ્યુ હતું.

આ મુલાકાતીઓમાં રાયથી માંડીને રંક સુધીના સમાજના વિવિધ વર્ગોનો સમાવેશ થતો હતો. સૌને પોતાનું ભાગ્ય જાણવાની જિજ્ઞાસા રહેતી હતી; એટલું જ નહિ પરંતુ પોતાના ભાગ્યોદય માટે જ્યોતિષવિદ્યાનો કીમિયો અજમાવવા જોષી મા'રાજને ચરણે ધનનો ઢગલો થતો અને હાથમાં પંચાંગ લઈ 'તમોને રાહુ નડે છે દાન કરો, યજ્ઞ કરો, હવન કરો, એટલે ગ્રહોની શાંતિ થશે, તમોને મનવાંછિત ફળ મળશે, એમ કહીને જોશી મા'રાજ સંતાન, સંપત્તિ, યશ ઇત્યાદિ માટે વિવિધ ઉપાયો દર્શાવતા અને ગમે તે હો પરંતુ એમની પંચાંગ-વાણી કદી જૂઠી ન પડતી. અને તેથી તો કહેવાતું: મા'રાજનું પંચાગ રામબાણ છે. એમનું પંચાંગ બોલે એ જાણે પરમેશ્વર બોલ્યા....'

અને એ પંચાંગના પ્રતાપથી આજે આ ત્રિપુંડધારી મહાકાય જોશી મા'રાજ પોતાના પુત્રને વિદેશી ઉચ્ચ કેળવણી આપીને સમાજમાં ઉચ્ચ આસને બેસાડી શક્યા છે. પછી ભલેને એમનો પુત્ર પોતે પંચાગને 'કચરાની ટોપલીને સ્વાધીન કરવાની પસ્તી' સમાન ગણતો હોય!



# સાચું અજવાળું

એ રાત્રે એકાએક લાઈટ જતી રહી અને ઘરમાં અંધાર થઈ ગયો. રાતનુ વાળુ કરવાનુ પણ હજી બાકી હતું. ઘરમાં ઘાસલેટનુ ફાનસ, દીવેલનું કોડિયુ કે મીણ-બત્તી પણ ન હતાં. છેવટે અ બાડોસીએ મૂઝવણમાં પડેલી તેમની પુત્રવધૂને સૂચવ્યુ. 'વહુ! ગભરાશો નહિ કંઈ ન હોય તો ઘીનો દીવો કરો અને માતાજી આગળ મૂકો. ઘરમાં અજવાળું પણ આવશે અને માના આગળ દીવો પણ થશે....'

પુત્રવધૂએ ઘીનો દીવો કર્યો અને 'દેશ'માંથી પોતાની સાસુ અંબાજી માતાની જે છબી રોજની પૂજા માટે પોતાની સાથે લાવ્યાં હતાં તેની આગળ આ દીવો મૂકયો, દીવો જોઇને અ બાડોસીની આંખો આનંદથી ચમકી ઊઠી. હૈયુ હર્ષથી નાચી ઊઠયુ. તે બોલ્યાંઃ 'હાશ! હવે અજવાળું થયુ. ભલે વીજળીના લાખ દીવા બળતા હોય પણ ઘરમાં દેવ આગળ ઘીનો દીવો ન હોય તો અંધારુ જ ગણાય....'

વાસ્તવમાં 'દેશ'માંથી આવ્યા પછી તેમણે જ ઘરમાં 'દેવ' બેસાડયા હતા અને ઘીનો દીવો કરવાનું શરૂ કર્યું હતું. એ વખતે તેમણે પુત્રવધૂને કહ્યું હતું ' 'વહુ! તમે ઘરમાં આખી મુંબઇ વસાવી દીધી છે, કોઈ વાતની જરાય કમી રાખી નથી, પણ મુખ્ય વસ્તુ ભૂલી ગયાં છો બાપ!' અને પછી પૂછયુ હતુ: 'ઘરમા દેવસ્થાન કયાં?'

પુત્રવધૂએ ખચકાતાં કહ્યુ હતું. 'બા! તમારા દીકરા દેવ–દીવામાં માનતા નથી એટલે ઘરમાં દેવસ્થાન રાખ્યુ નથી.'

આ સાંભળી અંબાડોસીને દુઃખ થયું હતું. તેમના દિલને આઘાત લાગ્યો હતો. તે સ્વગત બોલ્યાં હતાં: 'અરેરે! મારા દીકરાને આ શું સૂઝયું?' એક ઊંડો નિશ્વાસ નાખી તેમણે કહ્યું હતું ' 'પણ વહુ! ઘરમાં ધરમ તો બૈરાનો ગણાય. પુરુષને કંઈ નહિ..' અને પછી સમજાવ્યું હતું: 'દેવ વગરનું ઘર સ્મશાન ગણાય....' થોડીવાર પછી પોતાનુ પોટલુ છોડી તેમાંથી સિંહારૂઢ થયેલાં અંબાજી માતાની છબી કાઢીને ઘરના એક ખૂણે (કારણ કે આખા બ્લોકમાં કયાંય ગોખલો ન હતો) મૂકતા કહ્યું હતુ: 'હવેથી માની રોજ પૂજા કરજો અને ઘીનો દીવો કરજો. આ દીવા વગર બધુ અંધારું....'

અને સંધ્યાકાળે એમના ઘરમાં વીજળીના દીવા ઝળહળી ઊઠતા હતા પરંતુ જ્યાં સુધી દેવ આગળ ઘીનો દીવો ન થાય ત્યાં સુધી અંબા ડોસીને સર્વત્ર અંધકાર જણાતો હતો.

એ રાત્રે ઓચિંતી વીજળી ચાલી જતાં ઘરમાં સૌને અંધકાર વર્તાતો હતો. અંબા ડોસીએ ઘરમાં દીવો કરાવ્યો હતો. પરંતુ વીજળીના ઝળહળતા દીવાથી ટેવાઇ ગયેલી આંખોને તેનો પ્રકાશ ઝાખો લાગતો હતો, જ્યારે અંબા-ડોસીને મન સાચુ અજવાળું હવે થયું હતુ.



# દાઢીમૂછ

દેવીપ્રસાદ આમ તો હંમેશાં 'ક્લીન શેવ' રહેતા, પરંતુ ત્રણેક માસની માંદગીની લાંબી રજા પછી નોકરી પર હાજર થયા ત્યારે તેમની દાઢીમૂછ વધેલી જોઈને ઑફિસમાં સૌને આશ્ચર્ય થયું. અરે, તેમના 'બોસ' તો તેમને એકદમ ઓળખી પણ ન શકયા અને અહીં 'કોનું' કામ છે. ?' એવી પૃચ્છા સાથે તેમની સામે કૌતુક અને વિસ્મયથી જોઈ રહ્યા હતા, ત્યાં તો 'સાહેબ, હુ દેવીપ્રસાદ, એમ દેવીપ્રસાદ એમનું વાકય પૂરુ કરે એ પહેલાં ઓહ, શુ દેવીપ્રસાદ! કહીને 'બોસ' તેમની ખુરશીમાં અરધા ઊભા થઈ ગયા હતા અને એક સામટા અનેક પ્રશ્નો પૂછી નાખ્યા હતા. 'હજી માંદા છો? કોઈનું મરણ થયું છે? કોઈ મુશ્કેલીમાં મુકાઈ ગયા છો? મુસલમાન થઈ ગયા છો? બાવા બની ગયા છો?...' અને આ બધા પ્રશ્નોનો દેવીપ્રસાદ કંઈ જવાબ આપે તે પહેલા 'બોસે' ધડાકો કર્યો: 'મિ. દેવીપ્રસાદ! મારી ઑફિસમાં આવા શેખી

દેદાર–દેખાવ ન ચાલે. જો અહીં નોકરી કરવી હોય તો રોજ ‘ક્લીન શેવ’ રહેવું પડશે.’ ‘બોસ’નો એ વખતનો ટેમ્પર જોઈને દેવીપ્રસાદ ચૂપચાપ ત્યાંથી ચાલ્યા ગયા હતા.

સાંજે ઘેર આવ્યા ત્યારે પત્નીએ તેમને જોઈને નાકનું ટેરવું ચઢાવ્યું. દેવીપ્રસાદ તેને અનિમેષ નયને નિરખી રહ્યા ને પછી તેની પાસે જઈ તેના ખભે હાથ મૂકી પ્રેમાળ સ્વરે બોલ્યા: ‘તું પણ મારી આ દાઢીમૂછને ધિક્કારે છે?..’ ત્યાં તો પત્ની છણકો કરીને તાડૂકી· ‘તમારા એ ઝાંખરાને ધિક્કારુ નહિ તો શું વહાલ કરુ?’ ત્યાં તો તેમની બે નાની છોકરીઓ બહારથી દોડી આવી અને ‘આવ બેબી!’ કહીને દેવીપ્રસાદે એમને તેડવા હાથ લબાવ્યા પરતુ બને પુત્રીઓ તેમની માને વળગી પડી તરત જ પત્નીએ વાફબાણુ છોડયુ ‘જોયું? મારી આ છોકરીઓ પણ તમારી દાઢીમૂછથી ડરી ગઇ છે. હવે તો ભલા થઇને તમારુ એ જગલ સાફ કરાવો.’ કહીને પત્ની પગ પછાડીને ત્યાંથી ચાલી ગઈ.

દેવીપ્રસાદ તેમની દાઢીમૂછ પર હાથ ફેરવવા માંડયા. તેમણે દર્પણ લીધુ અને તેમા પોતાનુ વદન નિહાળતાં વિચારવા માડયા ‘મારી આ દાઢીમૂછ સામે સૌને આટલો વિરોધ શા માટે? મિત્રો મશ્કરી કરે છે, પત્ની ફ્રર ભાગે છે, છોકરા ડરે છે, સાહેબ ‘ક્લીન શેવ’ રહેવાનો ઑર્ડર કાઢે છે દાઢીમૂછ આટલી બધી અળખામણી કેમ થઈ ગઈ?’ અને દેવીપ્રસાદના મનોચક્ષુ સમક્ષ પ્રાચીન

ઋષિમુનિઓ અને મહાન વિભૂતિઓનાં ચિત્રો ખડાં થયાં. વિશ્વામિત્ર, વસિષ્ઠ, ટાગોર, શૂરવીર શિવાજી, દાદાભાઈ નવરોજી, વિઠ્ઠલભાઈ પટેલ, ટંડનજી અને જાણે એ મહાન વિભૂતિઓની દાઢીમૂછમાથી નવી પ્રેરણા અને નવું બળ પ્રાપ્ત થયુ ન હોય એમ દેવીપ્રસાદ દર્પણમા પોતાની દાઢીમૂછ પર ખૂબ જ ગૌરવ અને મમતાથી હાથ ફેરવી સ્વગત બોલ્યા. 'દાઢીમૂછ તો જ્ઞાન, તપ, વ્રત, પવિત્રતા, પરિપકવતા, ગાંભીર્ય, શૌર્ય, ગૌરવ અને શોભાની નિશાની છે. જેમ સિંહની શોભા તેની કેશવાળી છે તેમ મર્દની શોભા તેની દાઢીમૂછ છે. જૂના જમાનામાં તો મૂછના એક વાળ પર લાખોની હોડ બકાતી અને શૌર્ય તથા શાખના ખાંડાં ખેલાતા' અને કાગળપેન લઈ કંઈ હિસાબ કરી દેવીપ્રસાદ બોલ્યા · 'બીજી બધી વાત તો ઠીક, પરંતુ દાઢીમૂછ ઉગાડવાથી આખી જિંદગીમાં સમય અને પૈસાનો જે બચાવ થાય છે તેનુ ગણિત કદી કોઇએ ગણ્યું છે! શુ એ રાષ્ટ્રીય બચત નથી?'



# ઘડિયાળ

મનુષ્યજીવન માટે જે કેટલીક વસ્તુઓ અનિવાર્ય થઈ પડી છે તેમાંની એક છે ઘડિયાળ એના વગર કોઈને ઘડીભર પણ ન ચાલે. બુદ્ધિજીવીઓને તો ઘડિયાળ જોઈએ જ. જાણે એ એમનો શ્વાસોશ્છ્વાસ. ઘડિયાળના કાંટા પર એમના જીવનની પ્રત્યેક ક્રિયા ચાલે. પરતુ હવે તો શ્રમજીવી માનવીઓને ય પોતાનાં મજબૂત કાડા પર નાજુક ઘડિયાળ રાખવાનું જરૂરી જણાય છે. પરિણામે એવા ઘણા જુજ માણસો જોવા મળશે જેઓનાં કાડા પર ઘડિયાળ ન હોય. દરેક વ્યક્તિ Time concsous બની ગઈ છે અને સમય માટેની તેની આ સભાનતા અકારણ છે એવું ય નથી. જો તે સમય ન સાચવે તો ટ્રેન ચૂકી જાય, મોટર બસ ચૂકી જાય યા આવુ જ કંઈક બને અને પરિણામે ઘણી જ અવ્યવસ્થા અને પરેશાની જન્મે.

વળી સમય માટેની આ જાગૃતિ કોઈ એક જાતિ પૂરતી મર્યાદિત છે એવું ય નથી. સમય માટે જેટલી પુરુષ-જાતિ સભાન છે તેટલી જ સભાન સ્ત્રીજાતિ પણ છે. તેણે પતિના નોકરી–ધંધાનો સમય સાચવવો પડે છે, પોતાનાં છોકરાંની શાળાના સમયનો ખ્યાલ રાખવો પડે છે. અને એવું બીજું ઘણુ વધું ઘડિયાળને આધારે કરવું પડે છે. વળી હવે તો સ્ત્રી ઘરની ચાર દીવાલો છોડીને બહારની વિશાળ દુનિયામાં પુરુષની હરોળમાં આવીને ઊભી છે એટલે કદાચ પુરુષ ઘડિયાળ વગર નિભાવી લે પરંતુ સ્ત્રીને તો જોઈએ ને જોઇએ જ. ઘડિયાળ એ એનાં શોભા–શણગાર બની ગયેલ છે. હાથમાં સૌભાગ્યચિહ્‌ન સમાન ગણાતી પેલી બંગડીનુ સ્થાન આ બડભાગી ઘડિયાળે લઈ લીધુ છે. એના નાજુક કાંડા પર એટલુ જ નાજુક ઘડિયાળ પોતાની નાજુક્તાની છડી પુકારતું હોય છે.

આમ ઘડિયાળના વર્ચસ્વનુ ક્ષેત્ર વધી રહ્યું છે. રાજકીય પરિભાષામાં કહીએ તો ઘડિયાળ વિસ્તારવાદી—Expansionist છે એનો વિસ્તાર દિનપ્રતિદિન વ્યાપક બનતો જાય છે. સ્ત્રી–પુરુષના અંગ પર તો તેણે પોતાનુ કામણ કર્યું છે જ, પરંતુ ઈંટ અને ચૂનાની બનેલી એવી નિર્જીવ જગા પણ ભાગ્યે જ કોઈ હશે જ્યાં તેનુ આક્રમણ થયુ ન હોય. ઉદાહરણ તરીકે રહેવાનાં ઘર, ઑફિસો, કારખાનાં, મિલો, સિનેમાગૃહો, નાટ્યગૃહો, હોટલો, વીશીઓ, શાળાઓ, કૉલેજો, રેલ્વે સ્ટેશનો, ધર્મશાળાઓ, વિમાનો, વહાણો, રેલગાડીઓ, મોટરો, દવાખાનાં,

પાગલખાનાં, દુકાનો, ચૌટા, ચોક, બાગ, બજાર, મંદિરો, મસ્જિદો, અગિયારીઓ, દેવળો, દહેરાં, સભા–પ્રવચન–પ્રદર્શન ખંડો....

આમ ઘડિયાળ સર્વવ્યાપક–Omnipresent બની ગયુ છે. વળી જેમ તે સર્વવ્યાપક છે તેમ સર્વશક્તિમાન પણ છે માનવજીવનની સઘળી પ્રવૃત્તિઓનુ તે નિયામક બળ છે. તેની ગતિના આધારે માનવજીવન દોડે છે. અરે! કુદરત પણ ઘડિયાળના કાંટાની સાક્ષીએ પોતાના રૂપરગ બદલે છે. સવાર, બપોર, સાંજ, રાત.. આ બધું જાણવાનુ સાધન ઘડિયાળ જીવન અને મરણ વચ્ચે ઝોકાં ખાતા દરદી પર વાઢકાપ કરનાર શસ્ત્રવૈદ્યની એક આખ તો ઘડિયાળ પર જ રહેવાની. એમાં પળવિપળની ભૂલ થાય તો વિપરીત બને અરે! માતાના પેટમાં નવ માસ રહ્યા પછી જ્યારે જીવ આ પૃથ્વી પર અવતરે છે ત્યારે પ્રસૂતાના કુટુબીજનો સૌ પ્રથમ ઘડિયાળ તરફ જુએ છે–નવજાત બાળકનો જન્મસમય નોંધવા સ્તો!

સ્પુટ્નિક અને સટેલાઈટની સિદ્ધિ પાછળ વૈજ્ઞાનિકોની પ્રયોગશાળાઓમા ઘડિયાળનો હિસ્સો નાનોસૂનો નહિ જ હોય, ઘડિયાળ ધારે તો સજીવ અને નિર્જીવ સૃષ્ટિના સહાર યા સંરક્ષણનું કારણ બની શકે છે આમ તેને સર્વશક્તિમાન–Omnipotent પણ કહી શકાય! અને જે આટલુ સર્વશક્તિમાન–અને સર્વવ્યાપક હોય તે સર્વજ્ઞ–Omniscient ન હોય એ કેમ બની શકે? કાળા માથાનો માનવી ભલે તે ધારે તે કરી શકતો હોય પરતુ પેલી

ગીતામાં કહ્યું છે તે પ્રમાણે જ્યારે આખું જગત સુતું હોય છે ત્યારે યોગીની જેમ આ ઘડિયાળ પણ જાગતું હોય છે. એટલું જ નહીં પરંતુ માનવી ઇચ્છે ત્યારે તેને જગાડતું પણ હોય છે. આમ કાળનું જ્ઞાન ધરાવતું ઘડિયાળ સર્વજ્ઞ જ ગણાય, કારણ કે જે કાળનો જ્ઞાતા છે તે જ સાચો જ્ઞાની છે એમ આપણાં શાસ્ત્રો કહે છે. અને અમોને ઘડિયાળે 'ટનનન' કરીને જો જગાડ્યા ન હોત તો આપણી આસપાસ હરપળે વિદ્યમાન એવા આ યુગના સર્વવ્યાપક, સર્વશક્તિમાન્ અને સર્વજ્ઞ એવા ઘડિયાળની કથા પણ અહીં રજૂ કરી શકાઈ ન હોત.



# યૌવનદોષ

એકલે હાથે! નહિ જ, જયા!
કો જીત્યુ નથી, કો જીતશે નહિ,
પુરુષ ને પ્રકૃતિની બેલડી જ
નવ બ્રહ્માંડ સરજે છે, જયા! ગૂંથીશુ એવાં જીવન?
તુ મારુ ધનુષ્ય, ને હુ તારુ બાણ.'

આ પંક્તિઓ ભલે કવિશ્રી ન્હાના લાલના 'જયા-જયંત'માં આરંભમાં જયા સમક્ષ લગ્નની માગણી કરતા જયંતના મુખે ઉચ્ચારાઇ હોય પરંતુ વિજયે તો કૉલેજમાં તેનો પ્રયોગ પોતાના જીવનમા જ કરી બતાવવાનુ સાહસ કર્યું હતું. તેણે કૉલેજમા વિદ્યાભ્યાસ સાથે સ્નેહ અને સવનનના પાઠ પણ શરૂ કરી દીધા હતા અને આ માટે તેને એક પાત્ર પણ મળી ગયુ હતું, વીણા! વીણા સત્તર વર્ષની કુમારિકા હતી, કૉલેજકન્યા હતી, હૈયામાં કૈં કૈં કોડભર્યા હતા. એ કંઈ ન્હાનાલાલની જયા ન

હતી કે કહે: 'વિષયમાં તો વિષ છે જગતનાં ! ' અને સંસારી લગ્નનો ત્યાગ કરે. વિજય પણ કંઈ જયંત ન હતો કે કહે. 'સ્નેહ સંગ વૈરાગ્ય વસાવજે....' અને નૈષ્ઠિક બ્રહ્મચર્ય અને આત્મલગ્નનાં ગાન ગાય.

વિજય અને વીણા તો હતાં સામાન્ય સંસારી જીવ. એમના જીવનમાં યૌવનની વસંત ખીલી હતી અને યૌવનની વસંતે બંનેને એકબીજા પ્રત્યે ખેચ્યાં. કૉલેજ જીવને તેમના સહચાર માટે અનુકૂળતા કરી આપી હતી. વસંતમાં જેમ નિસર્ગ ખીલે તેમ એમના જીવનની વસંતમાં સ્નેહ ખીલ્યો, અને સવનને તેને પોષ્યો. વીણાનાં માતા-પિતાએ જ્યારે આ વાત જાણી ત્યારે ઘણું મોડું થઈ ગયુ હતું. કૉલેજમાં શિક્ષણ માટે જતી દીકરી આમ સ્નેહની લપસણી ભૂમિ પર લપસી પડશે તેનુ તેમને ભાન ન રહ્યું. તે માટે તેમને રોષ થયો, અને ઉચ્ચ બ્રાહ્મણ ઘરની દીકરી વૈશ્યને કદી ન વરી શકે' એવી જૂનવાણી છતાં દૃઢ માન્યતા અને નિશ્ચય સાથે તેમણે વીણા માટે કૉલેજના દરવાજા હમેશને માટે બંધ કરી દીધા.

વીણા પીંજરે પડી. વિજયના વિરહમાં તે ઝૂરવા માડી. તેને ઘણી વાર કવિ ન્હાનાલાલની પેલી કાન્તિકુમારીની જેમ થઈ આવતું: 'શું શું કરી નાખુ ? બંડ કરુ ? સંસારને સળગાવી મૂકું ? જ્વાલામુખી જગાડું હૈયે હૈયે ?' પરંતુ તેના કૂળના સંસ્કાર તેને કુટુંબની આમન્યા લોપવા દેતા ન હતા—માઝા મૂકવા દેતા ન હતા.

દિવસો વહી રહ્યા હતા. સાથે સાથે તેના ઉદરમાં લોહી અને માંસનુ એક રૂપુ શિલ્પ ઘડાઇ રહ્યુ હતું. એક માસ, બે માસ..અને વીણુા ભય અને લજ્જાથી ધ્રૂજી ઊઠી. કારણુ કે, તે હજી કુમારિકા હતી. કુમારિકા માટે આના કરતા વધારે લાછન બીજુ કયુ હોઇ શકે? વીણાએ વિચાર્યું. 'માતાપિતા. જ્ઞાતિ અને સમાજ આ વાત જાણે તો? કુળને કલકની ટીલડી લાગે એના કરતા તો મોત ભલુ.' અને ગાવડી જેવી ગરીબડી હિંદુ 'દુહિતા' બીજું વિચારી પણ શુ શકે? અને યૌવનદોષનુ પ્રાયશ્ચિત્ત કરવા માટે તેણે કુળની વેદી પર પોતાનુ બલિદાન દઇ દીધુ. વીણાએ આત્મહત્યા કરી હતી.



# ભગવતીપ્રસાદ

ભગવતીપ્રસાદ મા ભગવતીના પરમ ભક્ત હતા. ભગવતી પ્રત્યેની ભક્તિ તેમને વારસામાં જ મળી ચૂકી હતી. તેમના પિતા ભગવતીના પ્રખર ઉપાસક હતા અને આખી જિંદગી ભગવતીની પૂજા-સેવામાં જ ગાળી હતી. મોટી ઉંમર સુધી તે નિઃસંતાન રહ્યા હતા. અને જ્યારે સંતાનની કોઈ આશા રહી ન હતી ત્યારે મોડે મોડે તેમને ત્યા પુત્રજન્મ થયો હતો અને તે જ આ ભગવતી-પ્રસાદ. પોતાના પુત્રને તે ભગવતીનો જ પ્રસાદ માનતા હતા અને તેથી તેનુ નામ પણ ભગવતીપ્રસાદ રાખ્યુ હતું. પરંતુ પુત્રનુ સુખ જોવાને તે કે તેમનાં પત્ની ઝાઝું જીવી શક્યા ન હતાં. પુત્ર પંદરેક વર્ષનો થયો હશે એ અરસામા તેઓ બન્ને હમેશને માટે આ દુનિયા છોડી ગયા હતાં. પરંતુ તે પહેલાં પોતાના પુત્ર પાસેથી પ્રતિજ્ઞા લેવડાવી હતી. ‘દેહમાં જીવ હોય ત્યાં સુધી મા ભગવતીનુ નામ ભૂલીશ નહિ.’

ભગવતીપ્રસાદે પોતાના પિતાને આપેલ આ વચનનુ પાલન પણ કર્યું હતુ તે પોતાને મોસાળ રહીને મોટા થયા હતા. વળી તેમણે માતાપિતાની છત્રછાયા ગુમાવી હતી. આમ જીવન ઓશિયાળું બન્યુ હતુ તેમ છતાં તેમણે કોઇની સમક્ષ લાચારી દર્શાવી ન હતી. કારણકે તેમને કોઇ પ્રકારની લાલસા ન હતી જે મળે તે ખાવું, પહેરવુ અને ઓઢવું, સંતોષથી રહેવું અને મા ભગવતીનું સ્મરણ કરવું આ એમનો જીવનક્રમ જો કે સંજોગોને કારણે તે ઝાઝુ ભણી નહિ શકેલા. પરંતુ તેમના અક્ષર મોતીના દાણા જેવા હતા એટલે મામાએ તેમને એક શેઠની દુકાને

નામું લખવા બેસાડી દીધા હતા. તે આખુ વર્ષ શેઠની નોકરી કરતા પરંતુ વર્ષમાં એક મહિનો તે રજા માગતા અને તે પણ એવા ટાણે કે જ્યારે શેઠ બોલી ઊઠતા 'ભાઈ! ભગવતીપ્રસાદ આ નવરાત્રી અને દિવાળીમાં તો આપણને પાણી પીવાની પણ નવરાશ ન હોય બોલો! તમને કેવી રીતે રજા આપી શકુ?' જવાબમાં ભગવતીપ્રસાદ કહેતા 'શેઠ! આ મહિનામા મારી મા સિવાય હુ બીજા કોઈની સેવા કરતો નથી' અને ખરેખર ભગવતીપ્રસાદ નવરાત્રીના નવ દિવસ ઉપવાસ ઉજાગરા કરતા, ભજન, કીર્તન કરતા અને આખો મહિનો માતાની પૂજા-અર્ચનમા પૂરો કરતા. તેમનો આ નિયમ અટલ હતો અને તેથી તો તેમણે અત્યાર સુધીમાં પદર વીસ નોકરીઓ બદલી હતી અને આશ્ચર્યની વાત તો એ હતી કે એક નોકરી છૂટી જતી કે તરત જ બીજી નોકરી સામેથી પૂછતી આવતી લગ્ન કર્યા પછી પણ તેમનો આ નિયમ અતૂટ રહ્યો હતો

અરે! એક વર્ષમા તેમની એકની એક બાળપુત્રી ઘણી માંદી થઈ ગઈ વૈદ્ય-ડૉકટરો બોલાવ્યા. ઘણુ ઉપચારો કર્યા પરતુ દુ ખ ઓછુ થવાને બદલે વધતુ ગયુ છેવટે બધા વૈદ્ય-ડૉકટરો છૂટી પડયા. ત્યા તો નવરાત્રીનુ ટાણુ આવી પહોચ્યુ અને તે સાથે ભગવતીપ્રસાદે તેમની પત્નીને કહ્યું 'આ બચલીને માને ખોળે મૂકુ છુ. આજથી મારા નવરાતના ઉપવાસ શરૂ થાય છે જો કઈ અશુભ બની જાય તો મને ખબર આપતી નહિ. મારા નવરાતને બગાડતી નહિ' અને

હૈયામાં ઊંડી વેદના ભરીને તે માતાના ચરણે બેસી ગયા. ઘીનો અખંડ દીવો જલી રહ્યો હતો. બીજી બાજુ તેમની પુત્રીનો જીવનદીપ હોલાવાની તૈયારીમાં હતો. તેમની પત્ની આંખમાં આંસુ અને હૃદયમા 'મા! મા!'નું સ્મરણ કરતી પુત્રીને ખોળામા લઈને ઊંચા જીવે બેસી રહી હતી. પુત્રી બેશુદ્ધ બની ગઇ હતી. ડચકાં ખાઈ રહી હતી. એક રાત. બે રાત.. અને ચોથી રાતે પુત્રીની આંખ ઊઘડી અને તેના નાનકડા કોમલ હોઠ પર પહેલો શબ્દ રમ્યો 'મા! મા!' આખા ઘરનુ વાતાવરણ જાણે ગુંજી ઊઠયુ' 'યા દેવી સર્વભૂતેષુ માતૃરૂપેણ સંસ્થિતા.'



## સૂતરનો તાંતણો

બળેવનો તહેવાર હતો. બકુલા સવારે સૌથી વહેલી ઊઠીને તૈયાર થઈ ગઈ હતી. અરે! આગલી રાતે તે પૂરી ઊંઘી પણ ન હતી. તેના મનમાં રક્ષાબંધનના પર્વના જ વિચારો આવ્યા કર્યા હતા. આ પર્વ સાથે સંકળાયેલી અનેક કથાઓનુ તેને સ્મરણ થયા કર્યું હતું અને છેક મધરાત પછી જ્યારે તેની આંખ મિંચાઈ હતી ત્યારે નિદ્રાવસ્થામા પણ આ કથાઓ સ્વપ્નરૂપે તેની ચિત્ત-સૃષ્ટિમા રમી હતી અનેક દૃશ્યો એ સ્વપ્નોમાં દેખાયાં હતાં

ઇંદ્ર અસુરો સાથે લડી રહ્યો હતો બારબાર વર્ષ સુધી આ મહાસંગ્રામ ખેલાયો પરંતુ હારજીતનો ફેંસલો ન થયો ઇંદ્ર ઇંદ્રાણી પાસે જાય છે. ઇંદ્રાણી ઇંદ્રના હાથે રાખડી બાંધે છે અને સૂતરના તાંતણાએ ચમત્કાર કર્યો.

બારબાર વર્ષથી જે અસુરો મહાત થતા ન હતા તેમના પર ઇદ્ર મહાવિજય મેળવે છે એ હતો રાખડીનો વિજય

બીજા દૃશ્યમાં લક્ષ્મીદેવીનુ દર્શન થાય છે ત્યા નજરે પડે છે બળીરાજા. આ બળીરાજાને લક્ષ્મીદેવી ભાઈ તરીકે સ્વીકારે છે અને બહેન તો ભાઇની સદા રક્ષા જ ઇચ્છેને? અને ભાઈની રક્ષા દ્વારા પોતાની પણ રક્ષા લક્ષ્મી બળીરાજાને બાધે છે રાખી. અને ત્યારથી ગુજે છે પેલો મત્ર "દીનબધુ બળીરાજા.."

પછી ચિત્તમાં ચમકે છે "કુન્તા અભિમન્યુને બાંધે અમર રાખડી રે.." વાળુ મહાભારતનુ દૃશ્ય. અને આમ અમર રાખડીના દૃશ્યમા વીતે છે રાત.

બીજે દિવસે બળેવને દિવસે એ અમર રાખડી લઇને બકુલા ઊપડે છે ભાઇને ઘરે પોતાને પણ મા જણ્યો વીરો છે એ વીરાને હાથે અમર રાખડી બાંધવાના તેના હૈયામા કોડ છે બહેનને માટે એ એક અપૂર્વ લહાવો છે અને તેથી જ બકુલાએ એ દિવસે સૌથી સુદર વસ્ત્રો-આભૂષણો અને અલકારો ધારણ કર્યા હતાં. મોટા કાળા ભરાવદાર અંબોડામાં મઘમઘતો કેવડો અને મઘમઘતી ચમેલીની વાસ ભરી દીધી હતી. મોટી અણિયાળી આંખોમાં કાજલનુ અજન હતું ગોરા ગુલાબી ગાલોમા ખજન હતું. વિશાળ કપાળમા કુમકુમનો સૌભાગ્ય ચાંદલો હતો અને હાથ પર ગર્વથી ઝૂલતો હતો નાનો રેશમી બટવો બટવામાં હતી બળેવની રાખડીઓ કેવા પ્રેમથી તેણે બજારમાં બધી દુકાનોએ ફરીને સૌથી સુંદર રાખડીઓ પસદ કરી હતી! 'ભાઈ છે મારો શોખીન જીવડો'

કહીને તેને માટે મોંઘામાં મોંઘી રાખડીઓ ખરીદી હતી.

રસ્તામાં તેને જ્યાં ત્યાં પોતાના જેવી બહેનો પોત-પોતાના ભાઇને ત્યાં જતી દેખાઈ હતી બધી સ્ત્રીઓમા તેને બહેનોનુ દર્શન થતુ હતું અને બધા પુરુષોમા ભાઈનુ દર્શન થતું હતુ પરપુરુષ એ પોતાને માટે ભાઈજ ગણાયને ? અને પ્રત્યેક પર પુરુષ સ્ત્રીને બહેનરૂપે જ લેખેને ? બળેવના મહાપર્વનો એ હતો મહાઆદેશ અને મહાઆદર્શ....

આવા વિચારોમાં રાચતી બકુલા આગળ ચાલી રહી છે હવે ભાઇનુ ઘર ઝાઝું દૂર નથી. ભાઇને ઝટઝટ મળવાની તાલાવેલીમા તે ટૂંકો રસ્તો પસદ કરે છે ત્યાં તો પાછળથી તેની સુંવાળી રેશમી સાડી ખેચાય છે અને તે હરણી શી ચમકીને પાછળ જુએ છે. ત્યાં ઝુલફાવાળા બે જુવાનો તેની સમક્ષ આવીને આડા ઊભા રહે છે અને અટ્ટહાસ્ય કરે છે એમનો છાકટા જેવો પહેરવેશ અને હાવભાવ જોઇને પ્રથમ તો બકુલા ડરી જાય છે પરતુ તેના બટવામાં રહેલી પેલી રાખડીઓ તેનામાં નવી હિંમત અને નવુ બળ મૂકે છે તે તરત બટવો ખોલે છે અને "ભાઈ ! મારા વીરા ! લો આ બહેનની રાખડીઓ" કહીને એ જુવાનોના હાથે રાખડી બાંધી દે છે અનેએક પળમાં તો તેઓના માનસનુ ચમત્કારિક પરિવર્તન થઈ જાય છે તેઓ શરમિંદા બનીને ચાલ્યા જાય છે. હાથ પરની રાખડી તેઓને પ્રત્યેક પર સ્ત્રીમાં બહેનનુ દર્શન કરાવે છે. શી તાકાતભરી હતી એ સૂતરના તાંતણામાં !



# આત્મપરીક્ષણ

૧૫ મી ઑગસ્ટનો એ સ્વાતંત્ર્ય દિન એ દિવસે ભારત દેશ આઝાદ થયો. એ આઝાદીનો ઉત્સવ દેશભરમાં ઉજવાઇ રહ્યો હતો જ્યા ત્યાં ધ્વજવંદન, સભાઓ અને ભાષણોના કાર્યક્રમો ગોઠવ્યા હતા. આબાલવૃદ્ધ સૌ એમાં હોંશે હોંશે ભાગ લઈ રહ્યાં હતાં એ દિવસે આખા દેશમા રજા પાળવામાં આવી હતી એટલે લલિતચંદ્રની અદાલત પણ બંધ હતી. જો કે લલિતચંદ્ર આમ તો કાયદાના જીવ હતા. અને આખ ઉપર હંમેશાં કાયદાનાં ચશ્મા ચઢાવીને દુનિયાને નિહાળતા, તેમ છતાં આશ્ચર્યની વાત એ હતી કે તે કલ્પનાશીલ પણ હતા કાયદો અને કલ્પના! કેવુ વિચિત્ર મિશ્રણ! કાયદામા નિયમોનુ બંધન હોય જ્યારે કલ્પનામા સ્વૈરવિહારનુ મુક્ત ઉડ્ડયન હોય.

જુદા જુદા લત્તાઓમા જ્યારે 'વંદે માતરમ્' અને 'જય હિન્દ'ના સૂત્રો સાથે આઝાદી પર્વને અંજલિઓ અપાઇ રહી હતી ત્યારે લલિતચંદ્ર પોતાના બેઠક ખંડમા વિચારમગ્ન બની બેઠા હતા કાયદાનો એ જીવ અત્યારે કલ્પનાના પ્રદેશમા વિહરી રહ્યો હતો તે સ્વગત બબડી રહ્યા હતા '૧૫મી ઑગસ્ટ એટલે આઝાદી દિન એ દિવસે ભારતનો પ્રત્યેક નાગરિક ગુલામીમાથી મુક્ત બન્યો.' તે પળવાર અટક્યા અનેપછી તેમના મનમા સવાલો ઊઠ્યા 'શું આ સત્ય છે? ગુલામી ખરેખર ગઇ?' અને તે ઊંડા વિચારમા ડૂબી ગયા.

થોડીવાર પછી વિચારતંદ્રામાથી જાગૃત થતા તે બોલ્યા 'નહિ, નહિ હજી આઝાદી આવી નથી પ્રત્યેક જીવ આઝાદ થયો નથી નોકર શેઠનો ગુલામ છે દબાયેલો છે વહુ પર સાસુનો વટ છે. બેટા પર બાપનો અંકુશ છે

નાનો ભાઈ મોટા ભાઇનો દબાયેલો છે. શુ ઘરમાં, શું કુટુંબમાં, શું સમાજમાં કે શું રાજતંત્રમાં કોઇને કોઈ બીજા કોઇની શેહ, શરમ યા દાબમાં દબાયેલ છે. પછી આ દાબ યા તાપનાં ગમે તે કારણો હોય-શારીરિક, માનસિક, આર્થિક, સામાજિક. એ એક જાતની ગુલામી જ ગણાય, મુક્તિ નહિ મુક્તિ તો સર્વવ્યાપક અને સંપૂર્ણ હોવી ઘટે. પ્રત્યેક જીવને, વૃત્તિને, વાસનાને, વિકારને મુક્ત કરે તેનુ નામ મુક્તિ...'

અને લલિતચંદ્રે આત્મનિરીક્ષણ કરવા માંડયુ' 'શું હુ આઝાદ છુ ? મુક્ત છું ? નહિ જ. અરે ! પ્રથમ તો મારા દેહનો જ હું ગુલામ છું જો મારું શરીર માંદુ પડી જાય તો હું એની પાસેથી કામ ન લઇ શકું. એ ચાલે એટલુ જ મારે ચાલવાનું. એ કહે એટલુ જ મારે કરવાનુ. આ તનની ગુલામી તો ઠીક પણ મનની ગુલામી કયાં ઓછી છે ? મનને કોઇ ભોગ ભોગવવાની ઇચ્છા થઈ એટલે થયુ. મારે એ મનને વશ થવુ જ રહ્યું, પછી ભલેને તેમ કરતાં ભલભલા સિદ્ધાતોનો ભોગ દેવાઈ જાય અને બુદ્ધિનો તો હુ દાસ છું જ. અને તેથી જ 'હૃદય' અને 'આત્મા' જેવું કશુ આ વિશ્વમાં રહ્યું નથી....'

લલિતચંદ્ર આમ આત્મપરીક્ષણ કરી રહ્યા હતા ત્યાં પાજરામા પૂરેલો પોપટ ચીસ પાડી ઊઠ્યો. 'શુ એ ચીસ ભૂખની હતી કે પાંજરાની પરાધીનતાના દુઃખની ?' એમ પોતાની જાતને પૂછી લલિતચંદ્ર પાંજરા પાસે દોડી ગયા અને પાંજરામાંથી પોપટને મુક્ત કરતાં બોલ્યા.

'વિહરો ! પક્ષીરાજ ! આ આઝાદ ભારતમાં તમને આ પીંજરાનાં બંધન શાં !...' 